શ્રી

ॐ

॥ अद्भुतानंद ॥

# મોક્ષમાર્ગ.

અમિદેય સ્વરૂપ.

સ્વામિજી હરિકૃષ્ણાનંદ સરસ્વતિ.

મુ. ધોલકા

# ॥ अद्भुतानंद ॥

# મોક્ષ માર્ગ


સંસ્કૃત સંગ્રહ કરનાર

બ્રહ્મૈક્યસ્વરૂપ

**સ્વામિજી હરિકૃષ્ણાનંદ સરસ્વતિ.**

મુ. ધોળકા.



ગુજરાતી ટીકા સાથે છપાવી પ્રસિદ્ધ કર્ત્તા

**શરીર ભીમત તાપીશંકર વૈદ્યશાસ્ત્રી.**

મુ. ધોળકા.



પહેલી આવૃત્તિ પ્રત ૧૦૦૦

સંવત ૧૯૭૨ સને ૧૯૧૬

અમદાવાદ પાનકોરના નાકે

શ્રી 'મનહર' પ્રીન્ટીંગ પ્રેસમાં

મોતીલાલ ગણપતરામે છાપ્યા.

મુલ્ય. પાકું પુંઠું રૂ. ૧-૦-૦. કાચું પુંઠું રૂ. ૦-૧૨-૦

श्री.

॥ ॐ तत्सत्परमात्मने नमः श्री गुरु देवेभ्यो नमः ॥

॥ ॐ ॥

# પ્રસ્તાવના.

આ ગહન રચના રૂપ વિશ્વને વિષે, જન્મ મરણોના ચક્ર ઉપર ચડેલા અસંખ્ય જીવો દૃષ્ટિ ગોચર થાય છે. તેમાં કેટલાક ખાળના કીડાની માફક તેમાંજ સુખ માની તેમાંથી બહિર્નિઃશરણ થવા જીજ્ઞાસા ધરાવતા નથી. અને કેટલાક તે કષ્ટથી મુક્ત થવા સારૂ પ્રયત્ન કરતા હોય; તેમ દર્શાય છે. તેમાં પણ ઘણાંક પ્રયત્નો કરવા છતાં મુંઝવણ રૂપ મેરૂ તળે દબાયલા રહે છે. છતાં તેઓને યથાર્થ લાભ મળી શકતો નથી. જે કારણને લઇને આ સંસાર રૂપી સમુદ્રને તારી શકે તેવો "**મોક્ષમાર્ગ**" નામનો અપૂર્વ ગ્રન્થ કે જે શાંકર ભાષ્ય ઉપરથી સારાંશમય રચાયેલો છે. તે મુમુક્ષો જનોના પવિત્ર અન્તઃકરણોને અર્પણ કરી કૃતાર્થ થાઉં છું. ૐ

૬૪૭૬

# ગ્રંથ મળવાનું સ્થાન.

આ ગ્રંથ નીચેની સંસ્કૃત પુસ્તકશાળામાંથી રોકડી કિમ્મતે અગર ટપાલ માર્ફતે વેલ્યુ પેબલથી મળશે. ટપાલ ખર્ચ જે થશે તે વિશેષ લેવામાં આવશે. ગ્રંથ મંગાવનારે સ્વચ્છ અક્ષરે પોતાનું શિરનામું ચોક્કસ લખવા તસ્દી લેવી.

હરિકૃષ્ણાનંદ સરસ્વતિ સંસ્કૃત પુસ્તકાલય.

મુ. ધોળકા.

જીલ્લો—અમદાવાદ.

રૂબરૂ મળવાનું ઠેકાણું:—

**શાસ્ત્રી તાપીશંકર બાળકૃષ્ણ.**

કાલુપુર ધનાસુતારની પોળમાં સ્વામીનારાયણની બારી પાસે

મુ. અમદાવાદ.

અથવા

બુકસેલર પ્રભાશંકર રવીશંકર,

ગજાનન પ્રીન્ટીંગ પ્રેસ-પાનકોરના નાકે,

અમદાવાદ.

# સૂચના.

---:o:---

સર્વ જિજ્ઞાસુ જનોને સુચવવામાં આવે છે કે આ એક લઘુ ગ્રંથ મૂળ સંસ્કૃત ભાષામાં હોવાથી ઘણા ખરા જીવોને યથાર્થ લાભ મળી શકે તેમ નહીં હોવાને લીધે શુદ્ધ ગુર્જર ભાષામાં રચાયેલો છે. ને તેથી કરીને સંસ્કૃત ભાષ્યમાંથી અજાણ્યા જીવોને જેણે તેટલો લાભ મળી શકે તેમ હોવાથી પ્રસિદ્ધ કરવામાં આવેલો છે.

આ સંસારથી બ્રહ્મપર્યન્ત મેં જ્યારે બારિક દૃષ્ટિએ કરીને જોયું છે તો તેમાં જગત ઉત્પત્તિથી અદ્યાપિ સુધીમાં અનંત તત્વ જ્ઞાની મહાત્માઓ થયેલા દર્શાય છે; ને તેમણે અનંત ગ્રંથોની રચના કરી છતાં ઘણા ખરા ધર્મ, અર્થ અને કામ એવા ત્રણ પદાર્થોની પ્રાપ્તિ કરી શકે. તેવા તો અનેક દર્શાવવામાં આવે છે. પણ આ એક "**अद्भुतानंद मोक्षमार्ग**" નામનો લઘુ ગ્રંથ સ્વામિ શ્રી હરિકૃષ્ણાનંદ સરસ્વતીની પૂર્ણ કૃપાથી મને બક્ષીસમાં મળી આવેલો ને પરથી સ્વતરૂપ સમજી ભાષાંતર કરી પ્રસિદ્ધ કરવામાં આવેલો છે. ને તે ધર્મ, અર્થ, કામ અને મોક્ષ ઇત્યાદિ ચાર પદાર્થોને આપી શકે એ નિઃસંશય છે.

## --* ગ્રંથ સ્વરૂપ. *--

કેટલા એક ગ્રંથો રચવાના આરંભમાં તત્વ જ્ઞાનીયો અધિકાર પરત્વે રચે છે. એ સ્વભાવિક છે, તેમ સમજી આ ગ્રંથ રચનાર પુરૂષે કર્મ, અને ઔપસનાનો અભાવ ન કર્યાં અભાવ દર્શાવ્યો છે. તેનું કારણ એ કે વેદના ત્રણ કાંડ તે એક કર્મ, ઉપાસના, અને જ્ઞાન ઇત્યાદિમાં કર્મોથી ઇંદ્રિયાનો, ઉપાસનાથી અન્તઃકરણો શુદ્ધ થઇ શકે છે. ને તે જ્ઞાનનાં સાધનો છે, પરંતુ, તે બે મોક્ષનાં સાધનો નથી. એવો ઘણા શાસ્ત્રોને અનુમતે નિશ્ચય છે. તેથી આ ગ્રંથ મોક્ષના હેતુનો છે. એ કારણથી કર્મ ઉપાસનાનો અભાવ દર્શાવી જ્ઞાન કાંડનું પ્રતિપાદન કરવામાં આવ્યું છે. તેમ છતાં મોક્ષના અધિકારિયે આ ગ્રંથ મોક્ષનું સ્વરૂપ છે. તેમ સમજવું.

## * મંગળા ચરણ. *

ॐ **શ્રી** આ ગ્રંથથી તે બ્રહ્મ પર્યન્ત વિચારીને જોતાં બે પક્ષો જોવામાં આવે છે. તે એક વ્યવહાર પક્ષ, અને બીજો પરમાર્થ પક્ષ, તે બન્ને પક્ષોમાં જે વ્યવહાર પક્ષ તેમાં શ્રી શબ્દ મંગળ સુચક છે. ને પરમાર્થ માર્ગમાં ૐકાર શબ્દ મંગળ સૂચક છે. એ રીતે બન્ને માર્ગમાંથી ગમે તે માર્ગનું વર્ણન કર્યું હોય; તો તેમાં સમજીને તત્વ જ્ઞાનીઓ જેવો માર્ગ તેવો શબ્દ મૂકી મંગળા ચરણ લખે છે. પરંતુ આ તો મોક્ષનો માર્ગ છે. તેથી ૐકાર શબ્દથી મંગળા ચરણ લખવામાં આવ્યું છે.

## — પ્રથમ અંક ગ્રંથ વિષય. —

ઇષ્ટ ગુરૂને નમસ્કાર, નારાયણ નામનું મંગળા ચરણ, પશ્ચાત ચાર અનુબંધ, અનુબંધ પ્રતિલોમથી નિરૂપણ કરી, બ્રહ્મવક્તા મહર્ષિયોની સંગતી મેળવવાનો અર્થ, નંતર અન્તઃકરણ મેળવવાનાં સાધનો, અંતઃકરણની શુદ્ધિ, ઇશ્વર પ્રસાદે કરી ચતુર્થ સાધનની ઉત્પત્તિ, સદગુરૂનાં લક્ષણો, શિષ્યનો મેળાપ, ગુરૂ આરાધન વિધિ, સ્વસ્વરૂપ વિચારવાનો વિધિ, પશ્ચાત ત્રણ દેહ, પંચકોષ, ત્રય અવસ્થા, મહા વાક્યાર્થ, શ્રવણ, મનન અને નિદિધ્યાસન વર્ણન્, તદપશ્ચાત્ સચ્ચિદાનંદ પ્રક્રિયા, ત્રણ પરિચ્છેદ આત્માની પ્રક્રિયા, અહં બ્રહ્મ વૃત્તિ ગમ્ય તુર્યાસય આત્માનુ સ્વરૂપ દર્શાવ્યુ છે. ઇતિ પ્રથમ અંક અનુક્રમણિકાઃ —

## દ્વિતીય અંક ગ્રંથ વિષય.

આત્મ જ્ઞાને કરી જગદોત્પત્તિ, જ્ઞાનદ્વારા સૃષ્ટીની નિવર્તિ, આત્મસ્વરૂપ મનવાણીથી નિરક્ત, નેતિ નેતિ વાક્યથી (નઇતિ નઇતિ) આત્મસ્વરૂપ સમાપ્તિ સ્થાન પુરૂષને સમ્યક જ્ઞાન, ત્રય અવસ્થાતિત, અને અદ્વૈત એકાત્માનો અનુભવ, જેના લેશ માત્ર આનંદ કરી સમગ્ર વિશ્વ આનંદમય જે અધિષ્ઠાનની સત્તાથી સર્વ જ્ઞાન થાય છે, તે ખોળો. જેને અવલોકન કરવાથી સર્વત્રના લયની ભાના દર્શાવી છે. ઇતિ દ્વિતીય અંક.

## તૃતીય અંક ગ્રંથ વિષય.

અનંત, વિભુ સર્વયોની, નિરીહ, શિવરૂપ અસંગ અત્યંત ઉજ્જવળ સ્વરૂપનું પ્રદર્શણ, અને મૃત્યુહીન પર્યંત દશ લક્ષણ સહીત વર્ણન, તથા બ્રહ્માનંદ

ઉદ્દેશાયરૂપ જ્ઞાનામૃત શ્રવણ કરવાનું વર્ણન, વળી (તદનંતર) તદાનંદગત સ્થિત આત્મા પુરૂષનાં લક્ષણ, તથા તેની સ્થિતિ, તથાપિ સમાધિ અનુભવના પ્રત્યેક સાધનો, તેમ છતાં આનંદની અનુભૂતી, અને અવિદ્યાના વિલાસરૂપી જગતનું યોગીને અભાન, નિમિત્ત નામ વિશ્વના કારણરૂપી અધિષ્ઠાનમાં સ્થિતિ. તથા સતી સપ્ત ભૂમિકાનાં લક્ષણો, જ્ઞાનવાનની વર વરીયાન અને વરીષ્ઠરૂપ તૃતીય પદવીઓનું પ્રતિપાદન કર્યા પછી શિષ્યોત્પત્તિ. બોધોદય, પરમશાંતિ તથા બ્રહ્મવિદ્ આત્મજ્ઞાની ગુરૂની શિષ્યોપર સંપૂર્ણ પ્રસન્નતા. મોક્ષમાર્ગ નૌકારૂપી અત્યંતાનંદ રહસ્ય પઠન કરવાથી કિંવા શ્રવણ મનન જન્ય સ્મૃતિ, કરિ ગુહ્ય રહસ્યની વ્યવસ્થા નિરૂપણ કરી છે. તેના પ્રતિ બંધોનો ત્યાગ દર્શાવ્યો. ઇત્યાદિ કહેલો બોધ ઉક્ત ગ્રંથમાં. ઉદય અને સ્વરૂપ સાર્થક સ્થિતિ અંકમાં અને છેવટે તૃતીય અંક તેમાં ગહન જ્ઞાના મૃત મંથન કરી પરિપૂર્ણ શાન્તિનું સ્વરૂપ વર્ણવેલું છે.

## ઇત્યનુક્રમણિકા.

अद्भुतानंद

# ॥ मोक्षमार्ग. ॥

॥ अनुष्टुप् वृत्तम्. ॥

॥ सरस्वती नमस्तुभ्यं वरदे काम रुपिणीम् ॥
॥ मोक्ष मार्ग वदिष्यामि जीह्वाग्रे वसतु सदा ॥१॥

હવે પ્રથમતઃ શ્રીવાગ્દેવી સરસ્વતીને નમસ્કાર કરી પોતાનું શ્રેયાર્થ ઇષ્ટગુરૂનું સ્મરણ કરૂં છું.

॥ शार्दूल विक्रीडित वृत्तम्. ॥

॥ॐ तत्सद्गुरु देव शान्त मनीष ज्ञानीष्व ध्यानीसदा॥
॥नानाजो जगक्लेष दुःख रहिता कामादि कै सर्वदा॥
॥श्रोत्रिनिष्टः प्रभृति सुखद नीति कृति आकृति ॥
भावाऽभाव विहीन लीनचिदमेताको करो मेनतीः॥२॥

—શ્રી ગુરૂદેવના પવિત્ર કમલ રૂપ ચરણોને નમસ્કાર કરૂં છું. કે જે ગુરૂ દેવ એક તો શાન્તિ રૂપ અને નિરંતર પરમાત્માના પરમ પદનું ધ્યાન કરનારા અને આ દુઃસંસારમાં અનેક ઉપાધિયોથી રહિત, અને જેને કામાદિ વિકારો બાધ કરી શક્તા નથી તેમજ શ્રોત્રયુક્ત (આવસથ્થી) અને વળી બ્રહ્મ નિષ્ટ, સુખને આપી શકે એવા, અને જેની કૃતિ અત્યન્ત નીતિમય પન્થે વિચરનારી છે. અન્યચ્ય ભાવા અભાવથી રહીત એવા અનેક સદ્ગુણોથી શુશોભિત ગુરૂદેવને નમસ્કાર કરૂં છું.

॥ द्रुत विलम्बित वृत्तम् ॥

॥ चरणपङ्क श्री गुरु देवके
मुदित भयो मन षट्पद सेवके ॥
॥ मधु सुगंधि सुप्रीत बखानि
अतिहीलीन भयो चित जानी ॥३॥
॥ रस महद्भुत पानकीयो लीयो
परम शान्त सुधाइव मानियो ॥
॥ लहरमो मनमे रसकी बढी
लवण पूतली ज्यो जलमे घढी ॥४॥
॥ तिन प्रभाव कहो कछुमे कथी
जलधि ग्रंथ न अर्थ लहोमथी ॥
॥ तदपि मो मति की गति हे जीति
होय उलास विलास कहो तिति ॥५॥
॥ न कछु युक्ति न उक्ति वहाधनी
परिश्च बुद्धि रिजावन कोमनि ॥
॥ लिखि अशुद्धसु बुद्ध क्षमा करो
जनक पंच वपु इवा आदरो ॥६॥

હે મન, જે રીતે ષટપદ ( ભમરો ) કમળની સુગંધીમાં લુબ્ધ થાય છે, અને જેવી કમળને અને ભ્રમરને પ્રીતિ છે. વળી જેમ ભ્રમર છેવટે તે સુગંધમાંજ રહી તેના રસનું પાન કરતો તેમાંજ લીન થાય છે. અને જેવી રીતે મીઠાની પૂતળી ઘડીને પાણીમાં મૂકવાથી તે

અને પાણી જેવી રીતે એકાકાર થાય છે. તેવીજ રીતે હે મન, તું પણ ગુરૂના ચરણકમળની સેવામાં અત્યન્ત લીન થાય, અને જેવી રીતે ભ્રમરને કમળની સાથે પ્રીતિ છે. તેવીજ રીતે તું પણ ગુરૂના મુખમાંથી પરમ શાન્તિ પ્રદ નિકળતું જે અમૃત તેનું પાન કર. અને લવણની પૂતળીની પેઠે તું પણ ગુરૂના પવિત્ર ચિત્તને મળીને સર્વ રીતે એક્તા કર, કે જેથી કરી આ ગહન વિષય ચર્ચાવવામાં આકાંક્ષા થાય. તે સફળ નીવડે. અને વળી મહારી જે અલ્પ બુદ્ધિ તેને વિષે ઉલ્લાસ પ્રકટ થાય જેથી કરી જે મહારે કરવાનુ હોય તે કરી શકુ અથવા તો સ્વબુદ્ધિ બળવડે પરબુદ્ધિને જણાવી શકું. "હે જન સમુહ" સુજ્ઞ પુરૂષો આ ગ્રન્થમાં જે કાંઇ અશુદ્ધિ માલુમ પડે તેને માટે આપ મુમુક્ષુ જનો પાસે ક્ષમા માગું છું.

## ॥ आर्या वृत्तम्. ॥

**॥ मोक्षमार्ग प्रभु कहिये श्री शङ्कर कृत परम सुखद जनको॥**
**॥ ताको भाषामें लिखते जिज्ञासीके श्रेयस्कर मनको ॥७॥**

શ્રી જગદ્ગુરૂશંકરાચાર્ય વિરચિત સર્વ મનુષ્યોને અત્યન્ત સુખ આપનારો એવો મોક્ષમાર્ગ નામક ગ્રન્થ તે મુમુક્ષુ જનોના અન્તઃકરણોને કલ્યાણકર થવા માટે ગુજરાતી ભાષામાં સરળ રીતીથી લખાય છે. તેમાં હવે શંકર એ શબ્દનો અર્થ એજ થાય છે કે—"**शं:**" **कल्याणं. करोतिसः शङ्कर** અર્થાત જે કલ્યાણ કરવાવાળો છે તેનુંજ નામ શંકર કીધેલું છે. અને શ્રેયસ્કર ( શ્રેયઃ કલ્યાણ ) અથવા તો ભદ્ર એટલે પણ કલ્યાણ તેને કરનાર અર્થાત કલ્યાણકર એવા જે શંકર. અને સુખ શ્રેય કોને કહી શકાય ? જેના જવાબમાં ( **जोरुरुक्षवानंदकरः** ) અર્થાત રૂરૂક્ષવાનામ મુમુક્ષુ જનોને વાંછિત જે આનંદ તેને દેવાવાળા એજ શંકર પદનો અર્થ છે, હવે આચાર્ય કોને

કહી શકાય. તેના જવાબમાં ( यह खलु आचिनोतिहि शास्त्रार्थ-माचरि स्थापयित्वा विश्वमाचरचते यस्मादाचार्यस्तेन प्रोच्यते ॥ ) અથવા આશ્ચર્યરૂપ દર્શાવે તે આચાર્ય એવા જે શ્રી શંકરાચાર્ય કૃપાલુ ગુરૂ તેમના ગુરૂ જે કૃપાલુ પરમાત્મા છે. તેમને મ્હારા નમસ્કાર હો. એ ગુરૂ કેવા દયાળુ કૃપાળુ છે–કે જે જિજ્ઞાસુ જનો છે, તેઓને નિષ્કલંક કરી શકે છે. અને વેદના અર્થમાં જે શંશયના અજ્ઞાન રૂપ જે તિમિર ( અંધારૂ ) તેને નાશ કરવામાં માર્તંડ ( સૂર્ય )ના સદૃશ પ્રકાશ કરી બતાવનારા અર્થાત વેદાર્થનું જ્ઞાન યથાર્થરીતે કરી શકાવે તેવા અને જેણે સકલ વેદાન્તના સિદ્ધાન્તોના સમુહરૂપ ભાષ્ય કરેલું છે; એવા અનેકાનેક વેદાન્ત સિદ્ધાન્તોના રચનાર શ્રી શંકરના સાક્ષાત્ અવ-તારરૂપ શ્રી જગદ્ગુરૂ શ્રી શંકરાચાર્યને હું ભક્તિ પૂર્વક નમસ્કાર કરૂં છું. હવે શ્રી પોતાના ઇષ્ટ ગુરૂને નમસ્કાર કરે છે–

" गुरुदेवं नमस्कृत्य सर्वदेवमयोगुरुः "

સર્વ દેવ એટલે બ્રહ્મા અને હરિહરાદિ જે દેવ છે, તે સર્વ ગુરૂ-મય ( ગુરૂરૂપ ) છે. એ ગુરૂથી ઈતર ( બીજા ) નથી. એવા સર્વ દેવરૂપ જે ગુરૂ તે કેવા કેસ્વતઃ પ્રકાશવાન છે. તેવા ગુરૂને મ્હારા વારંવાર પ્રણામ છે જેના પરમ પ્રસાદથી આ મોક્ષમાર્ગ નામક ગ્રન્થની ટીકા મનનરૂપ વ્યાખ્યાન ગદ્ય ભાષામાં કરીને કહેવાય છે. અને મહાત્મા પુરૂષોના પવિત્ર જે વાક્યો તેનું વારંવાર ચિંતવન કરવું. તેવું ઋષભાદિ વૃદ્ધ મહાત્માઓનું પણ કથન છે. તેથી કરીને લજ્જા, તથા ભયનો ત્યાગ કરીને મોક્ષમાર્ગની ટીકા રચી છે. હવે ગ્રન્થાર-મ્ભમાં પ્રથમ મંગળાચરણ કરે છે.

**नारायणं नमस्कृत्य मोहान्ध तिमिरा पहम्**
**प्रकाशकं प्रकाशीनां शुद्ध बुद्ध स्वरु पिणम् ॥८॥**

યદ્યપિ પૂર્વોક્ત શ્લોકથી સંક્ષિપ્તમાં મંગળ કથ્યું છે. તથાપિ

એક આ શ્લોકવડે કરીને મંગળ કરૂં છું. હવે કહે છે કે મંગળ શા માટે કરવું તેના જવાબમાં એજ કે ગ્રન્થ નિર્વિઘ્નપણાથી પરિપુર્ણ ( સમાપ્ત ) થાય. એ હેતુથી અથવા તો જીજ્ઞાસુ જનોની પ્રવૃતિ માટે, અથવા તો શ્રેષ્ઠ પુરૂષોનો એવો આચાર છે કે-" ग्रन्यादौ ग्रन्यमध्ये ग्रन्यान्तेच मंगल माचरेत्." ગ્રન્થની આદિ મધ્યને અન્તમાં મંગળ થવું જોઇએ. અને તેમ કર્યાથી મુમુક્ષો જનોને શિક્ષા મળે કે તે પણ ગ્રન્થ રચતી વખતે મંગળ કરે, અતએવ અવશ્ય મંગળ કરવું એજ ઉચિત્ છે. હવે नारायण इति नारस्य अयन. નારાયણ શબ્દનો અર્થ નારનું અયન અર્થાત્ જેની નાભીથી ઉત્પન્ન થયેલું જે નારરૂપી કમળ તે કમળમાંથી બ્રહ્માજી ઉત્પન્ન થયા તે બ્રહ્મા કેવા છે. કે-જેને ચાર મુખ છે. ને આ સ્થાવર જંગમરૂપ જે સૃષ્ટિ તેના રચનાર. અને પ્રાણી માત્રના હિતમાં જેનું હિત સમાયેલું છે એવા મહાન્ પિતારૂપ કે જેની નાભીમાંથી બ્રહ્મદેવ જેવાનું પ્રાગટ્ય છે. એવા આશ્રયરૂપ રહેલા, જે નારાયણ કહેતા પરબ્રહ્મ પરમાત્મા તેમને હું નમસ્કાર કરીને અથવા તો બીજો અર્થ એ થાય છે કે-નર એટલે મનુષ્યાદિ પ્રાણી માત્રના હૃદય કમલને વિષે સાક્ષીરૂપે અયન ( અસંગરૂપ અથવા તો નિર્વિકારરૂપે ) સ્થિત છે. તેનું નામ નારાયણ અને ત્રીજો અર્થ એવો પણ થાય છે કે-અંતઃકરણમાં ઉત્પન્નથનારી જે વૃત્તિઓ, તે બાહ્ય પદાર્થના વિષય ભોગ ભોગવવાને ચક્ષુરાદિ ઇંદ્રિયો દ્વારા વિકસિત થઇને નાળના આકાર રૂપ થઇને પદાર્થોનું પ્રત્યક્ષ કરી શકે છે તે અથવા તો નામ રૂપાત્મક વસ્તુ માત્રના આધાર ભૂત જે-અસ્તિ, ભાતિ, અને પ્રિય રૂપ સર્વ સ્થળે સર્વ પદાર્થમાં વ્યાપિ રહ્યા છે તેવા જે પરમ દયાળુ પરમાત્મા (નારાયણ) તે કેવા છે કે જે મનુષ્યોના હૃદય કમળ ઉપર માયાથી ઉત્પન્ન થતો એવો જે મોહ કે જેનું પરિબળ જ્ઞાન થયા સિવાય નષ્ટ થઈ શકતું નથી તે મોહ અજ્ઞાન રૂપી તિમિર (અંધારૂં) તેનાજ આશ્રય

તળે રહીને પડદા રૂપ (આવરણ રૂપ) થઈ રહ્યો છે તેને તો **अपहम्** (જલદીથી નાશ કરી શકે તેવા) તેમજ અજ્ઞાન થકી રજ્જુમાં સર્પની ભ્રાન્તિ અને સ્થાવર જંગમમાં ચોર વ્યાઘ્રાદિની ભ્રાન્તિ થાય છે તેવા અજ્ઞાનથી કરીને આત્મા જે નિત્ય મુક્ત, અસંગ (સંગ રહિત) અને નિર્વિકારિ છે તેને સંસારી કર્ત્તા, ભોક્તા, દીન, દુઃખ તથા સુખાદિની પ્રતિતી થાય છે. તે તમામ અજ્ઞાન રૂપી ( આવરણ ) ( પડદા )થી કરીનેજ. અને **नचैतन्यः** આત્માનું યદ્યપિ શ્રુતિઓમાં સ્વાશ્રય અથવા સ્વવિષયત્વ ભાવનું પ્રતિપાદન કરેલું છે તથાપિ તે પ્રૌઢ ભાવથી કર્યું છે. જેવી રીતે વરસાદ આવવામાં સૂર્યનું દર્શન નથી થઈ શકતું ત્યારે પ્રાણિ માત્રનું માનવું એમ થાય છે કે સૂર્યને વરસાદથી ભરપુર વાદળાંએ ઢાંકી દીધો છે પરંતુ જો સૂર્યમાં ની આવરણ હોય; તો અન્ય દેશમાં કે જે દેશમાં જલસિંચન નથી થતું, તે વખતે પણ સૂર્યનું પ્રત્યક્ષ ન થવું જોઇએ. પરંતુ તેમ નહીં હોવાથી ચક્ષુનેજ આવરણ છે. ભાનુમાં આવરણ નથી તે સ્વતઃ સિદ્ધ થાય છે એવી જે આભાસ વૃત્તિ, તેમાં અજ્ઞાન રૂપી આવરણ રહેલું છે. ને ચૈતન્યમાં નથી. ચૈતન્ય ( ચિદાત્મા ) તો તદ્દન શુદ્ધ તથા નિર્વિકાર અને સ્વ પ્રકાશવાન ( પોતાથી પ્રકાશી ) રહે છે અને કેવળ ઉપનિષદ્‌માં પણ આશ્વલાયન રૂષિને બ્રહ્મદેવે કહ્યું છે કે શ્રુતિ **( समस्त साक्षी तमसः परस्तादिति )** તેમજ સ્મૃતિમાં પણ **( आदित्य वर्ण तमसः परस्तादिति )** એ પ્રકારથી વૃત્તિમાં રહેલું અજ્ઞાન રૂપી આવરણ તેને નાશ કરી શકે તેવા, અને હવે મોહ નાશ કરવાના હેતુનું સ્પષ્ટિકરણ થાય છે **( प्रकाशकं प्रकाश्यानामिति. )** પ્રકાશઃ દૃશ્ય માત્ર પદાર્થ, અને પ્રકાશકઃ તેને પ્રકાશ કરવાવાળા, તેને પ્રકાશક કહે છે. તો હવે સૂર્ય પણ બહિર્ અંધકાર ને સ્વ પ્રકાશથી કરીને નાશ કરી સમસ્ત વિશ્વને તેજોમય બનાવે છે. પરંતુ અંતર ગત જો માયાથી ઉત્પન્ન થતા મોહ રૂપી તિમિરને એવા સહસ્ર ભાનુ ઉદય

થાય, તો પણ નાશ કરવા સમર્થ નથી. કારણ કે તે અન્ધકાર પરિચ્છિન્ન ( દૃશ્ય ) છે તે પ્રકાશ્ય કહેવાય. અને પ્રકાશક તો કેવળ એક ચૈતન્ય આત્મા છે. તેમાં શ્રુતિ પણ પ્રમાણ બતાવી રહી છે કે ( **यस्य भासात्सर्वमिदं विभाति** ). સ્મૃતિ પણ કહે છે કે (**ज्योतिषामपि तज्ज्योतिरिति स्मृतेः** ) એવી રીતે શ્રુતિ તથા સ્મૃતિથી સિદ્ધ થાય છે કે તે પોતે સ્વપ્રકાશ રૂપ સર્વાત્મા છે એવા જે પર બ્રહ્મ રૂપ નારાયણ ભગવાન તેમને હું પોતાના નિજ આત્માથી અભેદ માર્ગમાં રહી નમસ્કાર કરૂં છું. આ પ્રમાણે ઉપરોક્ત મંગળ થયા બાદ ગ્રન્થારમ્ભ થાય છે. જેના શ્રવણ માત્રથી મોક્ષ રૂપી નૌકા આપણને પ્રાપ્ત થાય. અર્થાત્ તે નાવનો આશ્રય કર્યાથી અનાયાસે ભવાબ્ધિ તરી શકાય. ( સ્પષ્ટાર્થ ) કે જે સંસાર રૂપી સાગર છે, તે સાગરમાંથી તરીને પોતાની નૌકા પરમ કૃપાળુ પરબ્રહ્મના ધામમાં પહોંચી નિજાનન્દના સુસ્વાદની લહરીમાં મગ્ન રહે છે. હવે સંસારને સાગર રૂપ કર્યો તે શ્રુતિ સ્મૃતિ સિદ્ધ છે કે જે સાગર જન્મમૃત્યુ રૂપ જલથી પરિપૂર્ણ છે, તેમજ રાગ દ્વેષ રૂપ મગર ઇત્યાદિ રહે છે અને કામાદિક જેમાં અનેક જંતુઓ રહેલા છે અને તેમાં શોક રૂપી વડ વાગ્નિ રહ્યો છે અને જેના તરંગો ( છોળો ) સુખ દુઃખનો અનુભવ દર્શાવી રહ્યા છે એવો અત્યન્ત દુઃસ્તર ( નહીં તરી શકાય તેવો ) વિકટ સાગર તે સાધન, શ્રમ, બાહ્ય કર્મ, રૂપ ભૂજાઓથી નથી તરી શકાતો તેથી કરીને આ મોક્ષ રૂપી સીડી ( નિસરણી ) નિર્જોખમ ભરેલી છે તેને ગુરૂ પ્રસાદી તરીકે ગ્રહણ કરે તે પરમ સુખથી અનાયાસે પાર પહોંચી શકે છે, એવો પાર પહોંચાડી શકે તેવો કોણ છે. ( **यद्गत्वान पुनरावृत्ति संभवः** ) અર્થાત્ જેના આશ્રયથી પુનરાવૃત્તિ ( ફરીથી મૃત્યુ લોકમાં જન્મ મરણના ભયથી મુક્ત થવું ) થઈ શકતી નથી. અને અપુનરાવૃત્તિ જે પરબ્રહ્મ કૈવલ્ય વિદેહ મુકત દશાને પ્રાપ્ત થાય છે. તે જીવ મુક્તની સિદ્ધિયુકત કહેવાય છે. કપાલાદિ મૃત્યુ

મોક્ષ નથી કહેવાતો તે જીવજ મુક્ત પદ ધારણ કરી શકે છે. તે અનેક ઠેકાણે શ્રુતિ સ્મૃતિથી સિદ્ધ છે. કીધું છે પણ ખરૂં કે—"**यदि ज्ञान तदि मोक्षः यदा ज्ञान सूर्योदय तितदाऽज्ञानाश्रयो यो मोक्षाऽभावः तन्निरा करोति**" ( **मोक्षरुपं प्राप्नोतीत्यर्थः**) જ્યારે જ્ઞાન રૂપી સૂર્યનો ઉદય થાય છે, ત્યારે મુક્ત દશામાં આવરણ રૂપી અજ્ઞાનાન્ધં **तमः** ( અજ્ઞાન રૂપી જે અંધારૂં ) તેનુ નિરાકરણ કરી (નાશ કરી )ને પરમ મુક્તિ પદને પામે છે, એટલાજ કારણથી કરીને બાહ્ય વિદ્યારૂપ જે ઉપનિષદો, તેના સારાંશ. રૂપે "મોક્ષમાર્ગ" નામનો ગ્રન્થ પ્રાકૃત ભાષામાં ( ગુજરાતિ ) અજ્ઞાની પુરૂષોને અલભ્ય લાભ સારૂં આરંભાય છે. તેમાં પ્રથમ અનુબંધ કહે છે. શા કારણને લઇને કે અનુબંધ જાણ્યા સિવાય વિવેકી હોય; તોપણ ગ્રંથમાં એકદમ પ્રવૃત્તિ ન કરે તેટલા માટેજ ઉપરોક્તિ છે. અને અનુબંધ જાણ્યાથી આપણને આ ગ્રંથ દૃષ્ટિગોચર કરવામાં અધિકાર છે કે નહીં એવું જ્ઞાન આપણને પ્રથમતઃજ થઇ આવે છે. એટલા કારણથી કરીને પ્રથમ અનુબંધનું લખાણ છે. અનુબંધ ચાર પ્રકારના છે. ( **विषय प्रयोजन सम्बंधाधिकारि त्यनुबन्ध चतुष्टयम्** ) વિષય, પ્રયોજન, સમ્બંધ, અધિકારિ એવી રીતે અનુબંધ ચાર પ્રકારના કરેલા છે. તેમાં પ્રયોજન ગ્રન્થક છે. જે પરમાનન્દ સુખનો આવિર્ભાવ પ્રાગટ્ય કરીને સવિલાસ જગતનું મૂલ જે અનર્થ રૂપી અજ્ઞાન છે તેની નિવૃત્તિ કરાવે છે. અને અવાંતર પ્રયોજન જ્ઞાન છે. આ બે અંશ ગ્રંથનું પ્રયોજન કહેવાય. હવે વિષય માપને ગ્રંથના વિષયનું સ્પષ્ટિ કરણ દર્શાવે છે. જીવ અને બ્રહ્મની ઐક્યતા દર્શાવવી તેજ ગ્રંથનો વિષય છે. યદ્યપિ જીવની વાચ્ય સહિત એકતા ન કરી શકાય, તથાપિ જીવનો વિશેષ ભાગ જે શાક્ષી લક્ષ રૂપ છે, તેની અને બ્રહ્મની ઐક્યતા થઇ શકતી હોવાથી દર્શાવાય છે. આ વાર્તાલાપ વેદ, પુરાણ અને મહાત્મા પુરૂષોની વચન સિદ્ધિથી છે. તેમાં જો તર્ક ( સંશય )

ઉત્પન્ન કરનાર પુરૂષ છે તે અનધિકારિ અને નિંદનિય છે. તો તેથી કરી જીવને બ્રહ્મનો સમ્બંધ ઐક્યતાનો છે, તેજ ગ્રંથનો વિષય છે. હવે ગ્રંથનો સંમ્બંધ કોની સાથે છે તેના જવાબમાં ગ્રન્થનો, અને બ્રહ્મનો સમ્બંધ પ્રતિપાદક અને પ્રતિપાદ્ય ભાવથી છે. એવીજ રીતે જ્ઞાન અને ગ્રંથનો સંબંધ જન્ય જનક ભાવથી છે. અને ગ્રંથ વિચારનો મિત્રતા ભાવથી આપસમાં સંબંધ છે એવીજ રીતે સાધક ભાવ સંબંધ છે. તેવી રીતે દુઃખ રૂપ સંસાર તાપની, અને અજ્ઞાન તથા કર્મની બાધક બ્રહ્મ વિદ્યા છે એવું બ્રહ્મ સૂત્ર શારિરિક ભાષ્યમાં પ્રતિપાદ્ય છે. હવે ગ્રન્થના અધિકારિ દર્શાવે છે—અકસ્માત જેને પ્રાચીન્ પૂણ્યોદય થયો હોય ( પૂર્વ યોગ પ્રત્યક્ષ થતો અર્થાત્ વૈરાગ્ય પ્રાપ્ત થયો હોય ) તે અથવા તો વેદ વિહિત કર્મ, ઉપાસના, અને ઇશ્વરાર્થે નિષ્કામ બુદ્ધિથી મલ અને વિક્ષેપાદિ જે અન્તઃકરણના દોષ છે તેને અશેષ રીતીથી દુર કર્યા હોય તે ( તમામ દોષોથી મુક્ત હોય તે ) તેમજ ઇશ્વતાર્થે ઉપાસના, જેની પરીપક્વ થઇ છે અને તેના પ્રસાદથી કરીને જેના અન્તઃકરણો તદ્દન પવિત્ર થયેલાં છે અને વિવેકાદિ ચારો જેનાં ઉદય થયેલા છે તેઓનો અધિકારી છે. અને ઉક્ત સાધનથી શૂન્ય જે પામર વિષયી પ્રાણી કે જે માયાના પંજામાં પૂરેપૂરો ફસાયેલો છે. તે આ ગ્રન્થનો અધિકારી થવામાં અનુબન્ધ ચારને પોતાના અન્તઃકરણની શુદ્ધિઓ સાથે ભેળાવે અને કદાચ જો તેમાંથી બે અનુબન્ધો પણ મળતા આવે તો તે ગ્રન્થનો અધિકારી કહી શકાય છે. પરંતુ કેવલ જેને કાંઈ એકપણ અનુબંધ લાગુ થઈ શકતો નથી તે બિલકુલ અનધિકારી કહી શકાય નનુ, પૂર્વ, અધિકારીના પ્રસંગમાં અન્તઃકરણોની શુદ્ધિ અને ચતુષ્ટય ( ચાર ) સાધનોની ઉત્પત્તિ કેવળ ઇશ્વર પ્રસાદથી કહી છે. તે પ્રમાણ તો બતાવ્યુંજ નહીં. કે જે ભૂત હોય તો પણ કયું પ્રમાણ! અને કયું કર્મ! અને તેની વિધી કેવી રીતની છે? અને કેવા પ્રકારથી ઇશ્વરને કર્મ

અર્પણ કરે ? વળી કેવી રીતે ઇશ્વરપ્રસાદથી ચારે સાધનની પ્રાપ્તિ થાય ? અને પછી મોક્ષપદની કેવી રીતે પ્રાપ્તિ થાય ? તો આ શંકાનું સમાધાન, શ્રુતિ સ્મૃતિથી પ્રતિપાદ્ય "કર્મ" છે અને કર્માનુષ્ઠાનથી કરીને અન્તઃકરણની શુદ્ધિ અને તેનાથી થતો મોક્ષ આવા પ્રકારથી કરીને મોક્ષ શ્રીભાષ્યકારે પોતાના નિજ સ્વયંસેવક (શિષ્ય) પદ્મપાદાચાર્ય, ત્રોટકાચાર્ય, હસ્તામલક, અને વાર્તિકકાર એ ચાર શિષ્યો કે જે પરમ અધિકારિ છે. તેના પ્રત્યે કહેલું છે. તે હવે પ્રસંગોપાત જણાવવાની ફરજ પડે છે. એક દિવસે એકાંત સ્થળમાં શ્રી આદ્યશંકરાચાર્યની ઉપસ્થિત હતી અને તેમાં સમિપ ચારે (સામા) પોતાના ઉપરોક્ત છાત્રો (વિદ્યાર્થિ) બેઠેલા હતા. તે અવકાશને પ્રાપ્ત થવાથી ગુરૂની પાસે પોતાનાઓની ધર્મ પ્રસન્નતા, દર્શાવી અને તેમના ચરણ કમળમાં જીજ્ઞાસુ વૃત્તિથી પોતાના મસ્તકનો નમ્રભાવ (નમાવવું તે) બતાવીને વિનયયુક્ત પ્રશ્ન પૂછે છે? શિષ્ય ઉવાચ—હેભગવન્ સર્વ વેદાન્ત સિદ્ધાન્તોને જાણવાવાળા, હે ! અજ્ઞાના ન્ધાર દુર કરવાવાળા ગુરૂ અન્તરૂર્મિ કાંઇક તર્ક વિતર્કનો ફેંસલો લેવા (પ્રશ્ન પૂછવા) ચાહીયે છીયે જે અન્તઃકરણની શુદ્ધિ અને વિવેકાદિ સાધનોની ઉત્પત્તિ અને પરમ જ્ઞાનની પ્રાપ્તિ, અથવા સ્થિતિ વામોક્ષ સુખની વૃત્તિમાં અનુભૂતિ કેમ થઇ શકે ? આ પ્રશ્ન કૃપાળુ ગુરૂના મુખાર્વિન્દથી સમાધાન થાય અન્તરાશાઓનું :કહેવું છે. આવી રીતે જ્યારે શિષ્યના શબ્દો ગુરૂની કર્ણેન્દ્રિયથી પ્રત્યક્ષ થયા (સંભળાવ્યા). ત્યારે દયાળુ અખંડ જ્યોતિઃ સ્વરૂપ શ્રીશંકરાચાર્યજીની અમૃત વર્ષિણી જીવ્હાએ, અન્તઃકરણોના કહેવાથી કે જે કહેવામાં શિષ્યની તન્મય સેવા, તથા ગુરૂ ભક્તિ તે પાછી અચલ (એમ નહીં કે આજે સલામ ભરી એટલે કાલે બસ, આતો અચલ (બીલકુલ નષ્ટ થવા વાલી નહીં) તેવી ભક્તિ, આવા બે કારણો હેતુ પડયાથી શ્રુતિ સ્મૃતિ પ્રમાણયુક્ત, ઉત્તરોત્તર હેતુ, કે જે

સમાધાન રૂપે, પ્રત્યક્ષ થવાવાળો છે. (ઉત્તર) તે કહેવામાં ચાલુ થઈ (પ્રશ્ન.) તેમાં પ્રથમ અન્તઃકરણની શુદ્ધિના માટે બહિરઙ્ગ સાધનથી પ્રમાણો દર્શાવે છે. કારણ કે અન્તઃકરણની શુદ્ધિ થયા સિવાય તે માર્ગ પ્રત્યક્ષ થઈ શકતો નથી. મલીન યા ખરાબ દર્પણમાં સ્વમુખારવિંદનું પ્રત્યક્ષ દર્શાવવું તે અસંભવિત છે. (સ્વચ્છ પ્રતિબિમ્બન દેખાય). તેવીજ રીતે અન્તઃકરણની શુદ્ધિ સિવાય જ્ઞાન ઉત્પન્ન નથી થઇ શકતુ. યદ્યપિ થાય છે. તોપણ તેજ દશામાં પ્રતિદિન રહી નથી શકાતું. અને સિવાય જ્ઞાન મુક્તિની પ્રાપ્તિ નથી થતી. તેટલાજ માટે બહિરઙ્ગ અર્થ દ્વારા ગુરૂજી સમાધાન આપે છે.

આચાર્ય ઉવાચ—

## भुजंगी वृत्तम्

**॥तपो यज्ञ दाना दिभिः शुद्ध बुद्धि**
**र्विरक्तो नृपादौ पदे तुच्छ बुद्धिः ॥**
**॥परितज्य सर्वं यदाप्नोति तत्वं**
**परब्रह्म नित्यं तदेवाऽहमस्मि ॥ १ ॥**

અર્થ—તપ કોને કહી શકાય ? કે જે વર્ણાશ્રમ ધર્મ છે, તેનું અનુષ્ઠાન કરવામાં જે કષ્ટ (વિઘ્ન) આવે તેને સહન કરી ધર્મ કાર્ય કરે. પરંતુ સ્વધર્મને ત્યાગે નહીં યદ્વા (અથવા) દેહ, વાણી, મન તેનો નિગ્રહ (કાબુમાં રાખવું તે) કરે, અથવા તો કૃચ્છ્ર ચાંદ્રાયણાદિ વૃત કરે, અથવા રૂતુ રૂતુમાં જે તાપ છે તેને સહન કરે તેને તપ કહેલું છે. વાનપ્રસ્થાનાદિ ધર્મ—એકાન્ત સ્થાનમાં વેદાન્ત શાસ્ત્રાર્થનો વિચાર, વૈરાગ્ય એ સર્વ તપ દર્શાવેલા છે તે કરે. અને યજ્ઞ હવે કોને કહી શકાય ? તેના જવાબમાં રાજસૂય, ગાર્હસ્પત્ય, અશ્વમેધ,

સોમયાગ, વૈશ્વદેવયજ્ઞ, દશરાત્રયજ્ઞ, ઇત્યાદિ યજ્ઞો શ્રુતિ દ્વારાએ પ્રતિપાદન કરેલા છે. અને દ્રવ્ય યજ્ઞ, તપ યજ્ઞ, યોગ યજ્ઞ, સ્વાધાય યજ્ઞ, સંયમ યજ્ઞ, પ્રાણાયામાદિ યજ્ઞ સ્મૃતિ સિદ્ધ છે. અને હવે **दान** કયાં કયાં છે! તેને માટે પણ કહેલું છે કે–શાસ્ત્ર દાન, વિદ્યા દાનાદિ ઘણા પ્રકારના છે. પકવાપકવ અન્ન દાન, તે પણ શ્રુતિ સિદ્ધ છે. **(अन्नपक्वं महादान मिति)**. અને દ્રવ્ય દાન. અહીં દ્રવ્ય શબ્દનો અર્થ મૌકિતકાદિ, તથા દક્ષણા દાન, કન્યા દાન કહ્યો છે. અને ગૌ દાન, ભૂમી દાન, ગૃહ દાનાદિ અનેક દાનો કહેલા છે. તે પ્રમાણે બનતા પ્રયાસથી તેમાં પણ ભાગ લઇ શકે, અને સત્કાર રૂપ પરમ દાન છે. એવા પ્રકારથી તપ, યજ્ઞ, દાનાદિ શ્રુતિ સ્મૃતિથી સિદ્ધ છે. તે વિધિ યુકત પોતાના વર્ણાશ્રમના અધિકાર પૂર્વક ઉત્તમ દેશ, ઉત્તમ કાળમાં શ્રદ્ધાથી તદ્દનુસાર વર્ત્તે તેથી કરીને અન્તઃકરણોની શુદ્ધિ થાય છે. જેવી રીતે વૈરાગ્યયુક્ત રાજાને પોતાનો અધિકાર જે રાજ્યાસનાદિ તખ્તો વા અનેક પ્રપંચો છે. તેમાં તુચ્છ બુદ્ધિ થાય છે. તેવી રીતે સર્વ વિકારમય સ્થાન, શુદ્ધ થઇ, વિકારમય વિચારોનો ત્યાગ કર્યા પછી અન્તઃકરણ શુદ્ધ એવા રસ્તા ઉપર ચઢી જાય છે કે–જે નિત્ય સત્ચિદાનંદ રૂપ પરબ્રહ્મ છે. તેજ હુંછું. અન્ય કોઇ આવાં દરેક કર્મો કરી પરમાત્માને અર્પણ કરે, ત્યારે તે કૃપાળુ અખંડ જ્યોતિના પ્રસાદથી અન્તઃકરણોની શુદ્ધિ થાય તેમાં પ્રમાણ આપે છે કે—

**तस्मा दोमित्यु दाहृत्य, यज्ञ दानादिका क्रियाः**
**प्रवर्तन्ते विधानोक्ता सततं ब्रह्म वादिनाम् ॥१०॥**

અહીં આગળ આદિ શબ્દ વડે કરીને તિર્થાદિને વિષે જે વિધિ યુકત કર્મ, તથા નિત્ય નૈમિત્તક, પ્રાયશ્ચિત પર્યન્ત, વાચિક ક્રિયા, અને ધ્યાનાદિક, જે માનસિક ક્રિયા અને ઉપાસનાદિ જે કાયિક

ક્રિયા છે તે કહેલા છે અને તિર્થ પદથી કરીને વારાણસી ( કાશી ) બદ્રિ કેદારેશ્વરાદિ તિર્થ કહેલાં છે અને શાસ્ત્રમાં ઘણાંક તિર્થો બતાવેલાં છે તેને માટે પ્રમાણ પણ મળી આવે છે.

**सत्यं तीर्थ क्षमा तीर्थं तीर्थ मिन्द्रिय निग्रहः॥**
**सर्व भूत दया तीर्थं तीर्थ मार्यव मेवच ॥११॥**
**गुरु रन्घ्रि सर्व तीर्थं तीर्थ स्नानादिकं फलं॥**
**गुरु रन्घ्रि जल बिन्दु सहस्रांशेन दुर्लभः ॥१२॥**

આ પ્રમાણે સાંભળી અધિકારિ છાત્રને શંકા ઉઠવાથી પ્રશ્ન ઉપસ્થિત કરે છે.

શિષ્ય ઉવાચ—હે ભક્ત વત્સલ ગુરૂ સત્કર્મના અનુષ્ઠાનથી સ્વર્ગાદિની પ્રાપ્તિ થાય છે. તેવું વેદમાં કહ્યું છે. તે વાક્યનો શો અર્થ પ્રતિપાદન થાય છે. તે ભક્તના વત્સલ હોઇ વિદિત કરાવશો એમ આશા છે ?

આચાર્ય ઉવાચ—યદ્યપિ વેદમાં સત્કર્મ અનુષ્ઠાનથી સ્વર્ગની પ્રાપ્તિ કહી છે. તથાપિ તેની વ્યવસ્થા સમજવી જોઇએ. જે સકામ બુદ્ધિથી કર્મ થાય છે તે ઉત્તમ સ્વર્ગની પ્રાપ્તિ કરાવી શકે છે. પરંતુ જે નિષ્કામ બુદ્ધિથી ઇશ્વરાર્પણ કર્મ કરે છે. તેનું ફળ કેવળ અન્તઃકરણની શુદ્ધિ આપે છે. તે સ્વર્ગાદિ લોકની પ્રાપ્તિ કરાવી શકતું નથી. તેવાં પ્રમાણો સૂત્રકારોએ ઘણા સ્થાનો પર પ્રતિપાદન કરેલા છે, અને શ્રુતિ સ્મૃતિમાં પણ કીધેલા છે. (यज्ञ दान तपश्चैव पावना निमनीषिणा मिति श्रुतेः) અને સ્મૃતિમાં

**अनुष्टुप् वृत्तम्.**

**॥कायेन मनसा बुध्ध्या केवलै रिन्द्र यैरपि॥**
**॥योगिनः कर्म कुर्वन्ति संगत्यक्त्वात्म शुद्धये॥१३॥**

અર્થ—યોગી લોકો, કાયિક, વાચિક, માનસિક અથવા તો કેવળ ઇન્દ્રિયોથી સર્વ વિકારોનો ત્યાગ કરીને ઇશ્વરાર્થ કર્મ પોતાના અન્તઃકરણોની શુદ્ધિ માટે કરે છે. તો કેવળ નિષ્કામ બુદ્ધિથી કર્મ કર્યાથી અન્તઃકરણોની શુદ્ધિ અને અન્તઃકરણ જ્યારે પવિત્ર (નિર્મળ) બની જાય છે ત્યારે તેના પ્રસાદથી પરમ વૈરાગ્ય ઉત્પન્ન થાય છે. એ વાત સૂત્રકારજીઓ સૂત્રો દ્વારા પ્રતિપાદન કરેલી છે. તેમાં કહેલું છે કે–(इश्वर स्तुष्यति यस्य सवैराग्यं फलं लभेत्॥ ) જેણે ઇશ્વર સંતોષયુક્ત કર્યા છે ( પ્રસન્ન કર્યા છે ). તેને પરમ વૈરાગ્યરૂપી ફળ પ્રાપ્તિ થાય છે. તે શાસ્ત્ર સિદ્ધ છે. ત્યારે શિષ્ય કહે છે કે—

શિષ્ય ઉવાચ—હે કરૂણા સાગર, પરમ આનંદને આપવા વાળુ સ્વર્ગાદિ ફળ જે વિષય ભોગો છે, તેનો ત્યાગ કરીને દુઃખપ્રદ વૈરાગ્યની કોણ ઇચ્છા કરી શકે ?

આચાર્ય ઉવાચ—હે અધિકારી છાત્ર વર્ગ ? તમારૂં કહેવું કેટલેક અંશે સાચું છે કે એક મૂઢ મનુષ્ય પણ વૈરાગ્યને ચાહતો નથી. તથાપિ પરમ ભાગ્યવાન સત્કર્મશાળી જે મનુષ્ય છે કે જેનાં અન્તઃકરણો પરબ્રહ્મ પરમાત્માની અચળ ભકિત માર્ગે દોરાયેલાં છે. તે પવિત્ર જન, આ લોક તથા પર લોકના વિષય ભોગો કે જે ( क्षीणे पूण्ये मृत्यु लोके विषन्ति ) પુણ્યની સમાપ્તિ થયા બાદ મૃત્યુ લોક ગમન કરાવાવાલા છે તેનો ત્યાગ કરીને તે પરમ વૈરાગ્યની ઇચ્છા ધરાવે છે. ત્યારે નિશ્ચય થાય છે કે–અન્તઃકરણની શુદ્ધિ થઈ અને ઇશ્વરની કૃપાયુકત દૃષ્ટિ પણ તેજ પરમ ભાગ્યશાળી પુરૂષ ઉપર નિરિક્ષણ કરી શકે છે કારણ કે જે ઇશ્વર દત્ત વસ્તુ છે તે પરિણામ દશામાં નષ્ટ થવા વાળી છે નહીં. અને આ લોકમાં જે ક્ષણિક વૈભવાદિ પદાર્થો દૃષ્ટિગોચર થાય છે તે કેવળ ક્ષણિક સુખનાંજ ભાન કરાવનારાં છે તે ક્ષણિક સુખાનુભવથી લોકો કેવળ

માયાનેજ અવલમ્બી રહી અન્તે પૂરા પસ્તાવાના કહી શકાય. કારણ ઇશ્વરનો પ્રસાદ તો કેવળ નિર્મળ વૈરાગ્યજ છે. અને તે વૈરાગ્યનો હેતુ દર્શન વિવેકજ છે. તો વિવેક કોને કહી શકાય ? જે આત્મા નિત્ય છે, સ્વરૂપવાન, અવ્ય, અચળ, અરોગ્ય, અજન્મા, અનંત, અજર, અમર સ્વરૂપવાન છે. તેમાં દેહાદિ જે સ્થૂળ શરીર છે તે આત્માથી વિપરિત સ્વભાવવાળાં છે એવું સારી રીતે જાણી શકાય તેનું નામ વિવેક છે. એવી રીતના વિવેકે વૈરાગ્યની પ્રાપ્તિ નથી થઈ શકિત. અથવા તો " **विरक्तो नृपादौ पदे तुच्छ बुद्धिः** " બ્રહ્મલોક પર્યન્ત જે દૃષ્ટાદૃષ્ટ વિષય ભોગો છે, તેમાં વૈરાગ્યયુકત નૃપાદિઓ તુચ્છ રૂપ જાણીને ત્યાગ કરે છે. જેવી રીતે " **काक विष्टावत् क्षिपन्ति** " કાક વિષ્ટાની માફક ત્યાગ કરે તેને પૂર્ણ વૈરાગ્ય યુક્ત કહેવાય છે તેમાં પણ આ લોકમાં દૃષ્ટ પદાર્થનો ત્યાગ કરવો અતિશય કઠિણ છે. તેથી કરીને આ લોકના પદાર્થમાં પૂર્ણ પરિણામા વહન (દોષ વિચાર કરે. દોષને માટે કીધેલું છે કે—( **जन्म मृत्यु जरा व्याधि दुःख दोषानु दर्शनम्.** ) જે વિષય ભોગાદિ પદાર્થો છે તે જન્મ, મૃત્યુ, જરા (ઘડપણ) વ્યાધિ, અને દુઃખમાં હેતુભૂત થઈ પડેલા છે. કારણ (**यहिस स्पर्शजा भोगा दुःख योनय एवते** ). ઇત્યાદિ ઘણા પ્રકારમાં હેતુ થયેલા છે. તેથી કરીને વિષય અને તેના હેતુ જે પુત્ર, દારા, વિત્ત, ગૃહ કુટુંબાદિ છે તેને દુઃખ રૂપ માની ચાલુ જીંદગીમાં વ્યવહાર ચલાવવો (વિષય ભોગોનો ત્યાગ કરીને.)

## ॥ शार्दूल विक्रिडीत वृत्तम् ॥

**ईहे मुंचति बंधु मंद मिवयः सङ्गान्हू जङ्गा दिव**

**आसंयो विदधाति वेत्तिसदृशं रोगंच भोगंचयः ॥**

**स्त्रैणैयः स्तृण वद्घृणां प्रकुरुते मित्रेष्व मित्रेष्वपि**
**शान्तं यस्यमनः समंगलमिहःकुत्राऽपिमर्त्योऽश्नुते॥१४॥**

સારાંશ—જેવી રીતે દગ્ધ અન્ન (બળેલા અન્ન)ની માફક બંધુ, આદિને દૂર કરે, અને ભૂજંગાદિ (સર્પાદિ) વત્ તેના સંગમાં ત્રાસ માને અને જે વિષય ભોગો તેને રોગના સરખા માને અને સ્ત્રી હોય તેને તૃણવત્ જાણે. મિત્રમાં અમિત્ર બુદ્ધિ રાખે. એવા પ્રકારનું જેનું શાન્ત મન હોય તે તથા ઐહિક ( આ લોક પારલૌકિકમાં મંગળ પ્રદ છે) આવી રીતે તુચ્છ વિકારમય, દોષોનો ત્યાગ કરી અને અનાશક્ત થાય. કારણ " **अशक्तिरन भिष्वङ्ग पुत्रदार गृहादिषु.** " તેથી કરીને અનેક દોષો સર્વ પદાર્થોમાં વિચારીને વૈરાગ્યનો દૃઢ (નિશ્ચય) પાયો કરે અને તેમાં પણ જે જલાંશ વિષય છે તે અતિશયે કરીને મનને બંધન કર્ત્તા છે. તે વાર્ત્તા કપિલદેવે પોતાના સ્વમુખથી પોતાની માતાને કહેલી છે તેથી કરીને તેનો ત્યાગ કરે. કારણ કે તે જલાંશ (જલ) તેનાથી રસ ઉત્પન્ન થાય, અને રસનો ઉપભોગ જીહ્વા કરે, અને તે રસથી કામ ઉત્પન્ન થાય અને પછી તેની રૂચી (ઇચ્છા) પણ જે જલાંશ નરક યોની રૂપી ભોગો છે તે ભોગવવા પ્રયત્ન કરે પછી તે ઇચ્છાને આધીન થયા કે તરત જન્મ મરણના ભયનો પ્રસંગ થાય. અને જન્માતરના સંસ્કારો છે તેથી કરી ઉપરોક્ત વિચાર જન્મ મરણનું સંસૃતિ ચક્ર છે એમ કહી શકાય છે. અને બ્રહ્માદિ પિપિલીકા પર્યન્ત ઉપરોક્ત કામને વશ થયેલા છે. એ પ્રસંગ શ્રીમદ્‌ભગવદ્‌ગીતાની ટીકામાં શ્રી શંકરાનંદે સ્પષ્ટ કર્યો છે. તેથી કરી તેનો (વિષય ભોગોનો) ત્યાગ કરી પૂર્વોક્ત પાંચ વિષયોમાં અન્તર્ભૂત રહે. આ પ્રસંગાનુસાર સારોદ્ધાર નામના ગ્રંથમાં મૂકત ચંદ્ર જ્ઞાનીએ ઘણીક યુક્તિઓથી સ્પષ્ટિકરણ કરેલું છે. એવા અનેકો પ્રકારથી વૈરાગ્યને જાગૃત રાખે, કારણ વૈરાગ્ય વિના

જ્ઞાનનો ઉદય અથવા સુખની પ્રાપ્તિ નથી. અને એ વૈરાગ્યયુક્ત જનોમાં નિસ્પૃહતા નથી થતી એ જ્ઞાન વૈરાગ્યની ન્યૂનતા દર્શાવી આપે છે. કારણ જેવી રીતે વૃક્ષના મૂળનો દોષ ફળમાં પ્રતિબન્ધન કરતા થાય છે. તેવી રીતે પ્રથમ વૈરાગ્યને દૃઢ કરવો યોગ્ય છે. અને તેમાં પણ તુચ્છમંદ વૈરાગ્ય થાય તેથી કરી તેની સિદ્ધિ શઇ શકિત નથી. એથી કરી જે વ્યતિરિકત, અને એકેન્દ્રિયનું યતમાન (જતન) કરે તે દૃઢ વૈરાગ્ય સંપાદન કરી શકે. એવી રીતે વૈરાગ્યની સિદ્ધિ થયા બાદ ષટ્ સંપત્તિ ( છ સંપત્તિઓનું )નું પ્રકરણ આરમ્ભાય છે.

ષટ્ સંપતી પ્રકાર નીચે પ્રમાણે દર્શાવીએ છીએ. **शमो दम श्रद्धा समाधानो पर तिति तिक्षेति.** આ પ્રમાણે શમ, દમ, શ્રદ્ધા, સમાધાન, ઉપરતિ, ને તિતિક્ષા એ ષટ્ સંપતીઓ ગણાયેલી છે હવે તેના સામાન્ય રૂપે લક્ષણ. મનને દરેક પ્રકારના વિષય ભોગોનો ત્યાગ કરાવી સદૈવ વાસનાથી રહીત કરવું તેનું નામ શમ. ઇંદ્રિયોને પોત પોતાના સ્વાધીન પણામાં નિગ્રહ કરી અને મોક્ષ માર્ગમાં પ્રવર્ત્તાવવું તેનું નામ દમ. આચાર્ય તથા મહત્ પુરૂષોના વાકયોપર વિશ્વાસ રાખવો તેને શ્રદ્ધા કહે છે. અને ઉપરામ (વીરામ પામવો) તેને ઉપરતિ કહી શકાય. અને શિતોષ્ણાદિ દ્વંદ ધર્મમાં સહનશીલ થઇને મોક્ષ માર્ગમાં વ્યવધાન (વિઘ્ન આવવું તે ) ન આવવા દેવું તેને તિતિક્ષા કહે છે. આ પ્રકારની ષડ્ લક્ષણોથી યુકત જે ષડ્ સંપત્તીઓ તેને એક સાધન કહેવામાં આવે છે એવાં સાધન પણ ત્રણ છે. હવે ચતુર્થ જેનું નામ મુમુક્ષુત્વ સાધન. મુમુક્ષુ જનોને દર્શાવવામાં આવે છે. પરમાનંદ રૂપ પરબ્રહ્મનું સાક્ષાત્ થવું અને સાથે સંસાર સંબંધની નિવૃતીમાં દૃઢેચ્છા થવું તેને મુમુક્ષુત્વ કહે છે. જેવી રીતે ક્ષુધાર્થિ ( ભૂખ્યા ) પુરૂષને અન્નની ચાહના થાય છે અથવા રોગી લોકો જે-કે કુશલાર્થિ (સારા થવા ચહાવું તે) ને માટે વૈદ્યની ઇચ્છા થાય છે, જેથી કરી! મારો સર્વ રોગ જાય, એવા

ઔષધની આકાંક્ષા (ઈચ્છા) દર્શાવે છે. તેવી રીતે સંસાર રોગ કે જે માયાના પંજામાં ફસાવનાર છે. તેની નિવૃત્યર્થે (શાન્તિને માટે) ગુરૂ અથવા સુજ્ઞ મહાત્માઓ પાસે પુનરાગમન નિવૃત્યર્થે (સંસાર ચક્ર-માંથી ફરી આવવું નહીં તે) અર્થાત્ (મોક્ષ)ની યાચના કરે છે. તેને મુમુક્ષુ કહેવામાં આવે છે. તેવીજ રીતે કોઈ પુરૂષ તૃણ યુક્ત (પુલા ઇત્યાદિથી ભરપુર) ઘરની અંદર સુતો હોય; ને ઘરને અગ્ની લાગવાથી એકદમ પોતાના જ્વલિત્ (બળતા) દેહને શાન્તી આપવા સારૂ પાણીની ઇચ્છા કરે છે. અને તે વખતે તેને કોઈ પણ પ્રકારે તે ઘરનો ત્યાગ કરીને શીત પ્રદ જલ સમુહ (તળાવ) ઇત્યાદિ સ્થા-નોમાં જવાની ઉત્કંઠા થાય છે. તેવીજ રીતે જે આ સંસાર રૂપી મહા દાવાનલ (અગ્ની તેના ત્રિવિધ તાપથી દુઃખિત જે જીજ્ઞાસુ જનો છે, તે પણ તમામ પ્રપંચી વસ્તુઓનો ત્યાગ કરીને સંત મહાત્માઓ પાસે જઈ અત્યંત શાન્તિ પ્રદ જ્ઞાન રૂપ જે શીતળ જળ તેની ઇચ્છા કરે છે. તેમને મુમુક્ષુ કહેવામાં આવે છે. આ, જે ઉપરોક્ત ચાર સાધનોથી યુક્ત જે જીજ્ઞાસુ છે, તેને અધિકારી કહેવામાં આવે છે અને જ્યારે શુદ્ધ અધિકારની પ્રાપ્તિ થઇ ત્યારે **(यदाप्नोति तत्वेति)** જ્યારે તત્વ જે ( આત્મા અને અનાત્માનું વિવેચન કરીને (નીજ) (પોતાના હૃદયમાં બિરાજેલા પરમાત્માનું પ્રગટ થવું) તેને તત્વ કહેવામાં આવે છે જેવી રીતે દધી મંથન (વલોવીને) કરીને નવનીત (માખણ)ને કાઢે છે. તેવીજ રીતે અત્રે પણ શુદ્ધ ચૈતન્ય તત્વનું ગુરૂ પ્રસાદથી મંથન કરીને બ્રહ્મ આત્માના એકત્વ રૂપથી જ્ઞાનની પ્રાપ્તિ કરી શકે છે, તે અવસ્થાનું અવલમ્બન કરતાં જે ( **परब्रह्म नित्यं**) પ્રપંચી માયાથી પર (બીજુ) અધિષ્ઠાન રૂપ સ્વપ્રકાશ જે ત્રિકાલા બાધક સ્વરૂપ છે.( **तदेवा ह्यमस्मीति** ) એજ બ્રહ્મ હુંછું. આ પ્રમાણે કહેવાથી કરીને પોતાનો અનુભવ જીજ્ઞાસુ જનોને પ્રકાશિત કર્યો. હવે પૂર્વે ગુરૂની પ્રસાદીથી શુદ્ધ અધિકારીઓને

નિજાત્મ તત્વની પ્રાપ્તિ થાય છે. તેવું કહેવાથી શિષ્યને એક શંકા ઉઠવાથી ગુરૂને કહેવા લાગ્યો કે—

**शिष्य उवाच**—હે દયાળુ ! પરમાત્મન્ પૂર્વોક્ત કોટીમાં જે આપે ગુરૂ બતાવ્યા તેમાં વેદ ગુરૂ કોને કહી શકાય ? અને કેટલા લક્ષણ ભાવથી યુક્ત હોય તેને ગુરૂ કહેવા ? અને કેવા પ્રકારથી સિદ્ધ ગુરૂના શરણે જઈ શકાય ? અથવા શિષ્યને જ્ઞાનની પ્રાપ્તિ કેવી રીતે થાય, તે હવે આપની કૃપા કરી દૃષ્ટીથી અમારા ઉપર અનુગ્રહ કરીને અમૃત પ્રદ વચનોથી સંભળાવો. આવા પ્રકારની શિષ્યની નમ્ર વાણી યુક્ત શંકા સાંભળી ગુરૂજી પ્રસન્ન થતા શિષ્ય સમીપ બોધદાયક વચનોનો આરમ્ભ કરે છે.

**आचार्य उवाच—दयालु गुरु.ब्रह्मनिष्टं प्रशान्तं**
**समाराध्य भक्तया विचार्य स्वरुपम्॥**
**यदाप्नोति तत्त्वं निदि ध्यासि विद्वा**
**न्परब्रह्म नित्यं तदेवाऽहमस्मि॥१५॥**

**दयालु गुरु मिति**—હે અધિકારી શિષ્યો આપે જે પ્રશ્નોત્તર લેવાની આંકાક્ષા બતાવી તેનો ખુલાસો આપને કહું છું, તે નિવૃત્ત ચિત્ત વડે કરીને શ્રવણ કરો. હવે ગુરૂ કોને કહી શકાય ? તેના જવાબમાં કહું છું કે? ગુણાતિત (ગુણ જે સત્વ, રજ, તમ) તેનાથી રહિત તે. ગુરૂ શબ્દમાં "ગુ" શબ્દનો અર્થ એવો થાય છે. અને "રૂ" એટલે રૂપ. અર્થાત્ જે અનાત્મ વસ્તુ શરીરાદિ અને તેનો જે ધર્મ વા વિકાર અથવા ગુણ દોષ, તેથી રહિત જે નિરવયવ, નિર્વિકાર નિરાભાસ, નિત્ય શુદ્ધ બુદ્ધ સ્વરૂપ યુક્ત સ્વભાવ રૂપ. "રૂ" કારનો અર્થ થાય છે. આ પ્રમાણે ગુરૂ શબ્દનો અર્થ થાય છે. અથવા તો "ગુ" નામ જે અંધકાર તેને "રૂ" એટલે ધ્વંશ (નાશ) કરી નાંખે

તેને ગુરૂ કહીએ. આ કેવળ બે અક્ષરોથી રૂપ અને ગુણનું પ્રત્યક્ષ થયું. હવે તે કેવા હોવા જોઈએ ? દયાળુ અત્યન્ત કૃપાશીલ અર્થાત્ જે શિષ્ય પોતાની પાસે મુમુક્ષુત્વ સંપાદન શીલ, પ્રાપ્ત થયો હોય; અને તે વારંવારે જન્મ મરણથી કરીને દુઃખ ભોગવતો હોય તેને સહન કરવામાં અસમર્થ જોઈ તેની નિવૃત્યર્થે (શાન્તિ માટે) તત્પર રહે. અર્થાત્ જીજ્ઞાસુ જનોના જન્મ મરણાદિ દોષને એકદમ હરવામાં ઉત્સુકપણાથી પોતાની દયાળુતાના સમુહની વૃષ્ટી વરસાવે. અને તે દયા, અપેક્ષા રહિત સ્વભાવ યુક્ત હોય; તેને દયાળુ કહેવામાં આવે છે. વાંચકો ! હાલમાં ઉપરોક્ત ગુરૂ પદ અથવા દયાળુ ગુરૂ મળવા ઘણાજ દુર્લભ છે. અને પ્રસ્તુતમાં ધ્યાનની વૃષ્ટી ગુરૂ પાસેથી કરાવવામાં ગુરૂઓને કાંઇ પણ લાલચ આપીએ તોજ તે ગુરૂ પોતે દયાળુ છે, તેમ આપણને પ્રત્યક્ષ કરી બતાવે પરંતુ કેવળ ઉપરોક્ત (અપેક્ષા રહિત) દયાળુ ઐહિક સંસારમાં ઘણાંજ પવિત્ર જનોને કે—જે પોતાના નિત્ય કર્મથી અધિકારી થઇ શકયા હોય તેને મહા પૂર્વ જન્મના સંસ્કાર હોવાથીજ પ્રાપ્ત થાય છે. નહીં તો તે વાત આ પ્રપંચી સંસારમાં સંભવતી નથી. અને તે દયા પાછી લૌકીક હોવી ન જોઇએ. કેવલ પાર્માર્થીક ( નિસ્પૃહ યુક્ત) હોવી જોઈએ. કારણ એ છે કે—નિસ્પૃહિક દયા સિવાય, નિરપેક્ષ દયા નથી ઉત્પન્ન થતી; અને યથા ભૂત (જેવો હોય તેવો) અર્થ પણ નિરપેક્ષ દયા સિવાય નથી મળી શકતો. આ કારણ માટે, ચિત્તમાં પાંચ પ્રકારોથી યુક્ત પક્ષ ગીતા ભાષ્યમાં કહેલા છે. તેમાં મન પક્ષ, વેશ પક્ષ, બુદ્ધિ પક્ષ, મત પક્ષ, શાસ્ત્ર પક્ષ. ઇત્યાદિ જે પાંચ પક્ષો છે. તે નિસ્પૃહિકના ચિત્તમાં હોતા નથી. નિસ્પૃહિક જનો પોતે પણ સુખી હોય; અને પાસે આવેલા મુમુક્ષુ જનોને પણ પોતાની સુખકરી વાણીથી સુખની પ્રાપ્તિ કરાવી શકે છે. આવી રીતે દયાળુ પદની સાર્થકતા બતાવી. વળી ગુરૂ કેવા હોવા જોઈએ કે ( **ब्रह्म निष्ट** )

અર્થાત્ બ્રહ્મ નિષ્ઠાથી સંપન્ન હોય; જેવી રીતે મેરૂ પર્વત અચળ (ચાલી ન શકે તેવો) છે. તેવીજ રીતે આત્મા અને બ્રહ્મનો એકત્વ રૂપ નિશ્ચય જેનો અચળ છે. અથવા અપ્રતિબદ્ધ (નહીં બંધાયેલા) પ્રમાણોથી સિદ્ધ જેનું જ્ઞાન છે. અને જેણે ઉપરોક્ત નિષ્ઠામાં અનુભવ સિદ્ધ અનુભૂતી પ્રાપ્ત કરી છે. જેવી રીતે (**सर्वं खल्विदं ब्रह्म**) ઈત્યાદિ વાક્યોથી તમામ જગતમાં બ્રહ્મ રૂપની એકતાવાળી દૃષ્ટી ઉદય થઇ છે. અને શ્રુતિ સ્મૃતિના અર્થો જેણે પોતાના જ્ઞાન પ્રભાવથી પ્રત્યક્ષ કરેલા છે. અર્થાત જે બ્રહ્મ શ્રોત્રિય અને બ્રહ્મનિષ્ઠ ઉભય સંપન્ન હોય; તેને શ્રુતિ ગુરૂ કહે છે. ( **आचार्यवान् पुरुषो वेदेति श्रुतेतिः** ) અર્થાત્ જે વેદના અદ્વૈત પરાયણ સારી રીતે જાણી શકે, એવા વેદની અદ્વૈત પરાયણતા પિતામહ બ્રહ્માએ બ્રહ્મ ગીતામાં પ્રસિદ્ધ દેવોને બતાવેલી છે, કે (**वेदार्थ परमाद्वैत नेतरो सुर पुंगवः**) વેદાર્થ અદ્વૈત પરાયણતાના સિદ્ધાન્તોનો સમુહ છે તે ઈતરઃન (બીજો નથી.) અને શ્રુતિ અને સ્મૃતિમાં પરસ્પર અવિરોધિ અર્થ જાણે અને જો વિરોધિ અર્થ માને તો દોષ પણ દર્શાવેલો છે.

**॥ श्रुति स्मृतिश्च विप्राणां नयने द्वे विनिर्मिते॥**
**॥ एकेन विकलः काणः द्वाभ्या मन्ध प्रकिर्तितः॥१६॥**

અર્થ—શ્રુતિ અને સ્મૃતિ તે બ્રાહ્મણોના બે નેત્રો છે. તેમાંથી જો એકનું ગૃહણ કરે તો તે કાણો જાણવો, અને કોઈનું ગૃહણ ન કરે તો તેને આંધળો કહેલો છે. અતઃ એટલાજ કારણ માટે શ્રુતિ અને સ્મૃતિના અર્થમાં વિરોધ મનાવો ન જોઈએ. અર્થાત જે અવિરોધી અખંડ અર્થ જાણે તેજ જ્ઞાની જાણવો. આ પ્રમાણે બે પક્ષોથી યુક્ત હોય; તે ગુરૂ પદને લાયક વેદાન્ત સિદ્ધાન્તોથી માનવો જોઇએ. હવે તેના નિજ (હૃદયાન્તર્ગત) સુખના આભાસનું ચિન્હ દેખાડે છે કે (**प्रशान्त मिति**) પ્રશાન્ત મામને જે લૌકિક, વૈદિક સર્વ સાધ-

નોનું ફળ જે પરિપૂર્ણ સુખની પ્રાપ્તિ છે, તે અને સર્વ શોકની નિવૃત્તિથી કૃત કૃત્ય થયો હોય; અથવા રજોગુણથી ઉત્પન્ન થયેલો જે કામાગ્નિ કે જેણે બ્રહ્માદિ પિપિલીકા પર્યન્ત પ્રાણી માત્રને તપાવ્યા છે. એવો જે કામ રૂપી અગ્નિ તેને અતિશય અસારમય માનીને શાન્ત કર્યો છે. જેણે તેને પ્રશાન્ત કહીએ. અથવા જેને રાજસ, તામસના. માનસીક. વિકારો બાધો કરી શકતા નથી તેને પ્રશાન્ત કહીએ. તમામ વિકારો કામ, ક્રોધમાં અન્તર્ભૂત (રહેનારા) છે. તે કામ ક્રોધ રૂપી શત્રુઓના વિકારોને સહન કરી શકે તેને પ્રશાન્ત કહેવો. અને તેજ પરમ સુખી છે. તે શ્રી કૃષ્ણ પરમાત્માએ ગીતાજીમાં અર્જુનને કહેલું છે કે—

**शक्नोति हैं वयः सोढुं प्राक शरीर विमोक्षणात**

**काम क्रोधो द्भव वेगं समुक्तः स सुखी नरः॥१७॥**

અર્થ—જે કામ ક્રોધાદિક શત્રુઓના મારને સહન કરી શકે છે તેજ પુરૂષ સુખી કહી શકાય છે. ને તેને સુખની પ્રાપ્તિ પણ થાય છે. આ પ્રમાણે પ્રશાન્ત એવા જે ગુરૂ તેમને શરણે જીજ્ઞાસુ જનોએ જવું, અને એવું કીધેલું છે કે (**तद्वि ज्ञानार्थं सःगुरु मेवा भिगच्छे, तत्सामेत्पाणी श्रोत्रियं ब्रह्मनिष्ट मिति श्रुतेः**) આ પ્રમાણે જે જિજ્ઞાસુ જન છે તે શ્રોત્ર યુક્ત બ્રહ્મનિષ્ઠ ગુરૂ પાસે જઇને પ્રણામ કરીને :તેમની સેવા કરવી. તે પ્રમાણે ભગવાને પણ ગીતામાં કહ્યુ છે કે—

**तद्विद्धि प्रणिपातेन परिप्राणेन सेवया**

**ननुपेक्ष्यंति तेज्ञानं ज्ञानिनः तत्वदर्शिनः ॥१८॥**

આ પ્રમાણે ગુરૂની સેવામાં પોતાનું નિર્મલ અન્તઃકરણ તત્વ બોધની ઇચ્છા માટે પ્રેરવું અને કેવી રીતે સેવા કરવી તે. હવે કહે

છે (**समाराध्य भक्त्येति**) સમારાધ્ય નામ જે સમ્યક (સારી રીતે) પ્રકારથી ગુરૂનું આરાધન કરે અર્થાત્ તન, મન ધન અને વાણી અર્પણ કરીને આરાધન કરે. તનમાંથી ને ગુરૂના સ્થુલ શરીરની આધિ વ્યાધિઓને દુર કરવા માટે પોતાના તન (શરીર) વડે કરીને સેવા કરે, અને મન વડે કરીને ગુરૂની મૂર્તિનું ધ્યાન કરે. અને વાણી વડે એટલે ગુરૂના ગુણોની સ્તુતી કરે, અને ધન વડે કરીને પૂજન અને ભેટ કરે, આવી રીતે નિષ્કામ નિષ્કપટ, નિરાભિમાનપણાથી ગુરૂની સમ્યક્ પ્રકારથી આરાધના નામ ભક્તિ યુક્ત શિષ્ય ઉપાસના કરે (સેવા) તે કેવી. ( **यस्य देवे परा भक्ति यथा देवे तथा गुरु** ).જેવી રીતે દેવ મૂર્તિમાં નિષ્કપટ ભાવથી ભક્તિ કરીએ છીયે. તેવીજ રીતે પોતાના ગુરૂની પણ સેવા કરવી. અને જો ગુરૂમાં મનુષ્યત્વ બુદ્ધિથી ભક્તિ કરે તે પુરૂષ ઘોર રૌરવ નરકમાં મહા કલ્પ પર્યન્ત સ્થિતિનો અધિકારી બને છે. એવી રીતેનો સંવાદ બ્રહ્માજીએ દેવર્ષિઓને સંભળાવ્યો હતો કે હે સુર પુંગવ ? જે ગુરૂ છે તે પરમેશ્વર રૂપ છે. ઇશ્વરનાથી પણ અધિક ગુરૂને ગણેલા છે. કારણ તેનાથી પણ ગુરૂનો ઉપકાર અધિક ગણી શકાય છે. આવા પ્રકારના ઉત્તમ ગુરૂની પ્રાપ્તિ થવાથી તેની પ્રસન્નતા થવા માટે સેવા કરવી. અને તે સેવા કરતાં અર્થ (ધનનો અથવા રાજ, સુખ, જશ ને લજ્જા આદિ ત્યાગ થાય પરંતુ ગુરૂનાથી વિમુખ થાય નહીં. અને વળી ગુરૂને પ્રસન્ન કરવામાં આપણુ એક વખત જીવન પણ ખરાબ થાય પરંતુ ગુરૂનો વિરોધિ ન બને ત્યારેજ ગુરૂજી પ્રસન્ન થાય છે. આ પ્રમાણે હે સુર પુંગવ ? મને સદાશિવજીએ કહ્યું છે કે ॥**नगुरो रधिकं तत्वं नगुरो रधिकं परम्**॥ અર્થાત્ ગુરૂ સિવાય બીજું એક પણ અધિક નથી ને ગુરૂથી કોઇ પણ બીજો પર પણ નથી. હે સુર પુંગવ ? ગુરૂથી ગુરૂની પણ સમતા કરવી. અને વળી શું કહ્યું છે તે તમોને કહુંછું કે—મોક્ષપદની પ્રાપ્તિ થવી. તેમાં ગુરૂ કૃપા એજ

મુખ્ય સાધન છે. બીજુ એકે પણ સાધન મોક્ષ કરાવનારૂ મળતુ નથી. અને ગુરૂ વિના તે મોક્ષ સાધન કોઈ કરાવી પણ શકતું નથી. અને જો ગુરૂ વિના પ્રાપ્ત કરીશ તે પ્રમાણે માનવામાં આવતું હોય તો ઉલટુ ખેદ યુક્ત થવાય છે. જેવી રીતે વૈદ્યની સલાહ લીધા સિવાય ધાતુ આદિક ઔષધિ ખાવાથી વિપર્ય થાય છે તેવીજ રીતે મોક્ષ સાધન પણ ગુરૂ કૃપા સિવાય વિપર્યતાને પ્રાપ્ત થાય છે. અને ગુરૂથી અન્ય સાધન ગંગાના કાંઠા ઉપર કુપ (કૂવો) ખોદવા જેવું છે. જેવી રીતે હસ્તિ (હાથી) નો નાશ સિંહ કરી શકે છે. અને દલ (સૈન્ય)નો સમૂહ અતિરથી (ઘણા સૈન્યોમાં વિજયી નિવડેલો) નાશ કરી શકે છે. તે બન્ને નિરપેક્ષ કાર્ય કરવાને સમર્થ થાપ છે. તેવીજ રીતે મોક્ષ સાધનની વાત ભલે વેદ ભણ્યો હોય પણ ગુરૂ કૃપા સિવાય સાગરના જલની માફક છે. તેથી કરીને ગુરૂજી નિરપેક્ષ મોક્ષ દાતા છે. તે વાત શ્રેષ્ટ સુજ્ઞ (ડાહ્યા) પુરૂષોજ જાણે છે. મૂર્ખ તે બાબત જાણી શકતો નથી તો ભલા મૂર્ખ કેમ નથી જાણતો કે તેણે સુખ બુદ્ધિ પોતાની સ્ત્રી પુત્રાદિમાં માની લીધી છે. તે હેતુથી કરીને તે જાણી શકતો નથી. આ પ્રમાણે બ્રહ્મ દેવે સુર પુંગવોને કહ્યું હતું તેથી કરીને જે પુરૂષ પોતાનું મોક્ષ રૂપી શ્રેય ગ્રહણ કરવા ચાહતો હોય; તેણે જ્યાં સુધી સ્થુળ શરીરમાં ચૈતન્ય પ્રતિબિમ્બ સ્થિત રહે ત્યાં સુધી ગુરૂ અને મહાત્મા પુરૂષોની અનન્ય ભક્તિથી સેવા કરવી યદ્યપિ ગુરૂ સેવાથી જ્ઞાન ઉપલબ્ધ (પ્રાપ્ત) થયું હોય તોપણ ગુરૂ સેવા અધિકપણાથી અધિક કાર્ય કરે. એ પ્રમાણે વૃદ્ધ મહાત્માઓનું કહેવું છે. અને બીજા જે સાંસારિક (સંસાર સંબંધી જે રણો (દેવાં) છે તે ગુરૂ ભક્તિ આપો આપજ નષ્ટ કરી નાખે છે પરંતુ ગુરૂનુ રૂણ (દેવું) અનેક શીષ્યોથી પણ છોડાવા સમર્થ થવાનું નથી આ વાત ઇશ્વર પ્રતિ પાદિત છે જે રામ કૃષ્ણાદિક કે જે પરમાત્માનાં અંશાવતાર છે તે પણ આખર ગુરૂ ભક્તિથીજ

મુક્ત થયા છે અને મહાત્મામાં પ્રેમ ભક્તિથી સેવા કર્યા શીવાય જ્ઞાનની પ્રાપ્રી કરી હોય તે (સુખાનુભુતી જ્ઞાન) જ્ઞાન કરી શકાતું નથી. એ જ્ઞાન વંચક જ્ઞાન (નષ્ટ થવાવાળું) કરી શકાય છે અને એ કેવલ લક્ષ્મી નષ્ટ અને દરિદ્રી જ્ઞાન જાણવું અને જેને જ્ઞાન સૂર્યોદય થયો હોય તેજ ગુરૂ મહીમાને જાણી શંકે છે એવું વૃદ્ધ ઋષિઓનું માનવું છે તેમ શીષ્ય સમ્યક પ્રકારથી ગુરૂની ભક્તિ યુક્ત આરાધ ના કરે એને બીજા સાધનોની અપેક્ષા રહેતી નથી. જેવી રીતે નાવ (વહાણ) માં બેઠેલા પુરૂષોને કરણધાર (નાવ ચલાવવા વાળા) પુરૂષનીજ અપેક્ષા રહે છે બીજા કોઈ પણ પુરૂષની અપેક્ષા રહેતી નથી. તેવીજ રીતે આ મોક્ષ માર્ગ રૂપી નૌકા (નાવ) તેને ચલાવનાર કરણધાર રૂપી ગુરૂનોજ આશ્રય છે તે ગુરૂ કેવા છે કે જે પરમ અદ્વૈત તત્વને જાણવાવાળા છે તેમજ અધિકારી અન્ય શિષ્યોને જણાવવાવાળા છે અને સર્વ સંસય રૂપી જાલને છેદન કરવામાં સમર્થ એવા ગુરૂ સાક્ષાત શીવરૂપ છે એથી જે બીજા ગુરૂ. તે લૌકિક ગુરૂ છે તે ચીત્તને હરવાવાળા છે અને કેવલ સા પેક્ષીક છે (લાલચોની અપેક્ષાવાળા છે) એવા ગુરૂમાં ગુરૂ. બુદ્ધી રાખીને અન્ય બ્રહ્મ વેત્તાનો સંગ નથી કરતા તે પુરૂષો પોતાના બાપના કરાવેલા કુવામાં જળનું પાન કરવા સમર્થ થવાના (બાપના કુવામાં બુડી મરવાના) એટલા માટે બ્રહ્મજ્ઞાનને પ્રત્યક્ષ કરી બતાવનાર પરમગુરૂની શિષ્ય જિજ્ઞાસુ વૃત્તીથી ભક્તિ યુક્ત સેવા કરે એવો સિદ્ધાન્ત આવ્યો અને જ્યારે ગુરૂ પ્રસન્ન થયા એમ પોતાને માલુમ થયુ ત્યાર પછી પોતાના નિજ સ્વરૂપનો અવબોધ લેવાનો યત્ન કરે તે કેવી રીતે થાય તે હવે કહેવાય છે તે હે શીષ્યો આપ સાંસારિક કપટ જાળોથી મુક્ત થઇને સ્વસ્થ ચીત્તે સાંભળો **(विचार्य स्वरुपेति)** પોતાનુ સ્વરૂપ જાણવા માટે પ્રથમ ગુરૂદ્વારા વેદાન્ત શાસ્રો વિચારવા ને મોક્ષ રૂપી ફલ મળી શંકે તેવા પ્રશ્નો કરવા તે ઉપર હવે એક પ્રસંગોપાત આપને વાર્તા સંભળાવું તે

શ્રવણ કરો એક પરમ અધિકાર પદને પ્રાપ્ત થયેલો શિષ્ય ગુરૂ પાસે જઇને પ્રણામ કરી. પ્રશ્ન પુછવા લાગ્યો.

શિષ્ય–હે દયા સાગર ગુરૂ, મૂને આ માયિક સંસાર એકદમ અસ્ત ભાસવાથી મેં મોક્ષ રૂપી ફલ લેવાની આકાંક્ષાથી તેમાં જોઇતા અધિકારની પ્રાપ્તિ કરી છે. તો હવે હું કોણ છું કયાંથી આવ્યો કયાં જઈશ. તથા મને મોક્ષરૂપી ફળ કેવી રીતે મળી શકશે આવા પ્રકારના પ્રશ્નોનો ઉત્તર આપ દયાના સાગર મારા ઉપર પરોપકાર દૃષ્ટિથી અનુગ્રહ કરીને કહો. જેથી મારી જન્મમરણની ફેરી છુટી જાય. આવા પ્રકારના અધિકારિ શિષ્યના વચનો ઉપર દયાળુ ગુરૂ કૃપાની વૃષ્ટી કરવામાં ઉત્સુક થયા.

ગુરો વાચ–હે શિષ્ય સંસારરૂપી વૃક્ષના નિમિત્ત ભૂત, એવા પરમ કૃપાળુ પરમાત્મા છે, જેની સત્તાથી માયા, કોટી બ્રહ્માંડમાં ઉત્પત્તિ, સ્થિતિ અને લય કરે છે, અને હરિહરાદિ મહાન્ પુરૂષો પણ, જેની સત્તાથી મહાન્ એવા દુષ્ટ રાક્ષસોના વધાદિક જે કાર્યો છે. તે કરી શકે છે એવા સર્વ શક્તિ ધામ જે ઈશ્વરના પણ ઈશ્વર કૃપાળુ પરમાત્મા છે. અને (तत्वमसि) ઈત્યાદિ મહા વાકયોથી તે તું છે. એવા પ્રકારથી જ્યારે જીવ અને ઇશ્વરની એકતા કરે, તેને મોક્ષ રૂપી ફળ મળવા સંભવ છે. ત્યારે આવા પ્રકારના ગુરૂ મુખથી પતિત થયેલાં અમૃત બિન્દુઓ ગૃહણ કરી શિષ્ય ગુરૂને કહે છે કેઃ–

શિષ્ય ઉવાચ–હે જગત્ બીજ નારાયણ રૂપ ગુરૂજી આપે જે જીવ અને ઇશ્વરની એકતા કરવા વિષે કહ્યું; તે કયા પ્રકારથી થઇ શકે છે ? તે આપ જગદીશ હોઈ અમો જિજ્ઞાસુ જનોને કહો. આવા પ્રકારની શિષ્યની શંકા યુક્ત વાણી પ્રત્યક્ષ થતાં દયાળુ ગુરૂ કહેવા લાગ્યા.

આચાર્ય ઉવાચ–હે સુજ્ઞ શિષ્ય જીવ અને ઇશ્વરની એકતા

કેવી રીતે થઈ શકે તે હવે તમો સાંભળો તેમાં પ્રથમતઃ જીવ અને ઇશ્વરની એકતા કરવામાં તમારે આસ્થૂલ શરીરથી આત્મા જે સર્વ સ્થળે વ્યાપી રહેલો છે. તે ભિન્ન (જુદો) છે. તેમ સમજવું તે આત્મા કેવો છે તે તું એકાગ્ર ચિત્તથી શ્રવણ કર. ત્રણ દેહનો દૃષ્ટા છે અને વળી જાગ્રત સ્વપ્નાદિક ત્રણે અવસ્થાનો સાક્ષી છે. અને પંચ કોશાદિકથી અતિત (ઉલ્લંઘન કરીને રહેલો) છે. તે સત્ચીત્ અને આનંદ યુક્ત તું કૂટસ્થ આત્મા છે અને જે ત્રણ દેહ બતાવ્યા કે કારણ દેહ, લીંગદેહ, સ્થુળ દેહ, તે તું નથી એ પ્રમાણે તમારે જાણવું એથી કરી તમારી ફલા પેક્ષા સફળ થશે આ પ્રકારના ગુરૂના વચન સાંભળ્યાથી જેનો અંધકાર રૂપી જે અજ્ઞાન પટ તે થોડો આવરણ રહીત થયો છે એવો જે શિષ્ય તેને શંકા ઉઠવાથી ગુરૂ પ્રત્યે કહેતો હવો.

શિષ્ય ઉવાચ—હે જગત્સાક્ષી રૂપ ગુરૂજી આપે જે બાબતનું મને કથન કર્યું. જેનાથી કરી મારો અજ્ઞાન પટ કેટલેક અંશે દુર થતો જાય છે. પરંતુ આપે જે ત્રણ દેહાતિત અર્થાત્ ત્રણ દેહથી જુદો આત્માને દર્શાવ્યો તે તેમાં કેમ નહી તેનું કારણ શું ? આવા પ્રકારના અનેક તર્કોનું સમાધાન આપની કૃપા કરી વાણીથી થવું જોઇએ આ પ્રમાણે શિષ્યોદિત વચન સાંભળ્યાથી ગુરૂ ઉત્તર દેવા તત્પર થયા.

ગુરૂ ઉવાચ—હે શિષ્ય ! આવા તર્કો શ્રોત્ર પ્રત્યક્ષ થયાથી મારો આત્મા પ્રસન્ન થયો છે. અને આપના તર્કોનું વિવરણ આપને સંભળાવું છું. તે સાવધાન રહી સાંભળો. હવે ગુરૂ પ્રથમતઃ સ્થૂળ દેહ છે. તે પંચિકૃત ભૂતનું કાર્ય રૂપ છે અને અન્નમય જે કોશ છે, અને સપ્ત ધાતુ રચિત છે. અને છ વિકારોથી યુક્ત છે. અને રોગોથી અત્યન્ત ગ્રસિત (ગળાએલો) છે. અને અસત્ (ખોટું) જડ (ચૈતન્ય રહિત) દુઃખરૂપ દોષોનું આલય (ઘર) છે. હવે તેની ભિન્ન ભિન્ન વ્યવસ્થા આપને કરી બતાવું છું તે સાંભળો. આ પ્રમાણે ગુરૂ વચન સાંભ-

ઝ્યાથી અત્યન્ત પ્રીતિ યુક્ત થયું છે. મન જેનું એવો જે શિષ્ય ગુરૂને પૂછે છે.

શિષ્ય ઉવાચ—હે કરૂણામય ગુરૂ આપે પંચીકૃત (પંચ ભૂત) જે કહ્યાં તે કયાં કયાં તે કૃપા કરી કહો. ? ત્યારે ગુરૂ પ્રસન્ન થઇ. તે શિષ્યને કહેતા હવા—

ગુરૂ ઉવાચ—હે શિષ્ય ! પંચભૂતના વિવરણમાં પ્રથમતઃ આકાશ વાયુ, તેજ, આપ (જળ) અને પૃથ્વી આ પ્રમાણે પંચ મહા ભૂત છે. આ પંચ ભૂત છે. તે જયારે પરસ્પર (અન્યોન્ય) એકઠાં થાય છે. ત્યારે આપો આપજ એક સ્થૂળ દેહ ઉત્પન્ન થાય છે. તે કેવી રીતે થાય છે તે સાંભળ, પ્રથમ એક એક ભૂતે પોતાના બબ્બે ભાગ કર્યા. અને પછી એક જે પોતાનો મુખ્ય ભાગ હતો તે પાસે રાખ્યો અને બીજો જે ભાગ હતો; તે એવા ચાર ભાગોના બીજા ચાર ચાર ભાગ કર્યા. અને પછી ચાર ચાર ભૂતને એક એક ભાગ દીધો. અને ભૂતોએ પણ ચાર ચાર ભાગ દીધા એવી રીતે પોતાનો એક અને ભૂતોના ચાર ચાર મળી પચીસ તત્વ થયાં તે નીચેના કોષ્ટકથી દર્સાશે.

## स्थूळ देहनुं स्फूट प्रकाशित् कोष्टक

| पंचभूत. | सात्विक भागमांथी | | राजस भागमांथी | | तामस भाग मांथी. |
|---|---|---|---|---|---|
| | पांच अन्तःकरणो | पांच ज्ञानेन्द्रियो | पांच वायु | पांच कर्मेन्द्रियो | पांच विषयो |
| आकाशना | अन्तःकरण | श्रोत्र | व्यान | वाचा | शब्द |
| वायुना | मन | त्वचा | समान | पाणि | स्पर्श |
| तेजना | बुद्धि | चक्षु | उदान | पाद | रुप |
| जळना | चित्त | जिह्वा | प्राण | शिश्न | रस |
| पृथ्वीना | अहंकार | घ्राण | अपान | गुदा | गंध |

આ પ્રમાણે સ્થૂળ દેહ બન્યો. હવે. કામ, ક્રોધ, લોભ, મોહ, ભય. આકાશના તત્વ છે. ચલન, ઉત્ક્રમણ, ધાવન, પ્રસરણ, સંકોચન આ પાંચ તત્વ વાયુના છે ક્ષુધા, તૃષા, આલસ્ય, નિદ્રા, પ્રભા આ પાંચ તત્વ તેજના છે. રેત, મુત્ર, સ્વેદ, લાળ, રક્ત આ પાંચ તત્વ જળનાં છે. અસ્થિ, માંસ, ત્વચા, નાડી રોમ, આ પાંચ તત્વ પૃથ્વીના છે. તે આ નીચેના કોષ્ટક ઉપરથી માલુમ પડશે.

## तत्वानुं संधानी कोष्टक.

| આકાશ | વાયુ | તેજ | જલ | પૃથ્વી |
|---|---|---|---|---|
| કામ | ચલન | ક્ષુધા | રેત | અસ્થિ |
| ક્રોધ | ઉત્ક્રમણ | તૃષા | મુત્ર | માંસ |
| લોભ | ધાવન | આલસ્ય | સ્વેદ | ત્વચા |
| મોહ | પ્રસરણ | નિદ્રા | લાળ | નાડી |
| ભય | સંકોચન | પ્રભા | રક્ત | રોમ |

આ પ્રમાણે પચ્ચીશ તત્વનું આ શરીર છે તેની ઉત્પત્તિનો પ્રકાર, તેમજ ત્રિલીંગ અને મનુષ્યાદિ સ્થૂળ દેહના ધર્મ છે. સૂક્ષ્મ દેહના તે ધર્મ નથી. તો આત્મામાં તેનો સંભવ કયાંથીજ ગણી શકાય. અને જે વર્ણાશ્રમ વેદ પ્રતિપાદિત છે. તે ફકત આત્માની નિવૃત્યર્થે વર્ણવેલો છે. તેમાં પ્રમાણ આપે છે કે. (**नत्वं विप्रादिक वर्णो ना श्रमी नाक्षि गोचरः**) આવા અનેક વેદાન્ત સિધાન્તોથી પ્રતિપાદન થાય છે. કે આત્મા સ્થૂળ દેહથી ભિન્ન છે. તેવીજ રીતે સુક્ષ્મ દેહથી ભિન્નજ સમજનો. તેનું સ્પષ્ટિ કરણ હવે તને કહું છું તે હે શિષ્ય ! નિષ્કપટ ભાવથી શ્રવણ કર. હવે સુક્ષ્મ શરીર જે છે તે સત્તર તત્વોથી યુક્ત છે. તે પણ, અપંચિ કૃત ભૂતોનું કાર્ય રૂપ છે, અને અદૃશ્ય છે, તેમજ અનિત્ય દુઃખરૂપ છે. તે પણ આત્મા

નથી આવા પ્રકારના જે ગુરૂ મુખથી પતિત થયેલાં જે વાક્યોનો સમૂહ તે શ્રોત્ર દ્વારા પ્રત્યક્ષ થતાં શંકા ઉત્પન્ન થવાથી શિષ્ય મુમુક્ષુપણાથી ગુરૂને પ્રશ્ન કરે છે.

શિષ્ય ઉવાચ—હે ઐશ્વર્ય યુક્ત ગુરૂજી મહારાજ ? આપના મુખથી શ્રવણ કરેલો જે અધ્યાત્મ બોધ કે જે બોધ વડે કરી મારો અન્તરાત્મા જિજ્ઞાસુ વૃત્તિથી મુક્ત થતો જાય છે. તે બોધનો આભાર માનવામાં ચંચળ મન આપને પ્રણામ કરી! પ્રશ્ન કરવાની ઇચ્છા રાખે છે. ત્યારે આવા પ્રકારની નમ્ર વાણી શિષ્યની જોઈ ગુરૂજી પ્રસન્ન થઈ કહેવા લાગ્યા.

ગુરૂ ઉવાચ—હે શિષ્ય ? અત્રે જિજ્ઞાસુ વૃત્તીથી પૂછાતા તમામ પ્રશ્નોનો ઉત્તર તારા કલ્યાણાર્થે હું તને યથા બુદ્ધિથી વર્ણવીશ માટે જે પ્રશ્ન ઉત્પન્ન થયો હોય તે તું સત્વરથી ( જલદીપણાથી ) કહે. આ પ્રમાણે શિષ્ય ગુરૂજીની પ્રસન્નતા જોઈ ખૂશી થતો પ્રશ્ન કરે છે.

શિષ્ય ઉવાચ—હે ? જ્ઞાન ભંડાર ગુરૂજી મહારાજ આપે જે પ્રમાણે સ્થૂળ દેહનું વર્ણન આપના પવિત્ર અન્તઃકરણોથી જીહ્વા દ્વારા વર્ણન કર્યું. તેવીજ રીતે સૂક્ષ્મનું પણ વર્ણન કરી અમારા જેવા અજ્ઞાની પ્રાણીને બોધદાયક થાઓ એવી અન્તરાશાઓ છે. ત્યારે પ્રશ્ન સાંભળીને ગુરૂજી શિષ્યને યથા બુદ્ધિનુસાર સમાધાન યુક્ત વાણી કથન કરવાનો આરમ્ભ કરે છે.

ગુરૂ ઉવાચ—હે છાત્ર પદાધિકારી શિષ્ય ? ઉપરોક્ત પંચ પ્રાણ, પંચ જ્ઞાનેન્દ્રિય અને પંચ કર્મેન્દ્રિય તેમજ મન, બુદ્ધિ આદિ સત્તર પદાર્થો છે. અને હવે તેની ઉત્પત્તિ હું કહું તે સાંભળ. શ્રોત્ર અને વાણી આ બે વિષય આકાશના છે. કારણ કે ( **शब्द गुणकं माकाशम्** ) આકાશનો ગુંણ શબ્દ છે. જેથી સંભળાય છે.

તેમ બોલાય છે. તેમજ ત્વચા અને હસ્ત એ બન્ને ગુણ વાયુના છે. તેવીજ રીતે ચક્ષુ પાદ તેજના ગુણ છે. રસના, ઉપસ્થ, એ જલના ગુણ છે. ઘ્રાણ વાયુ એ પૃથ્વીથી ઉત્પન્ન થયેલ છે. તેનું સ્પષ્ટિકરણ નીચેના કોષ્ટક ઉપરથી જાણશો.

## —सूक्ष्म तत्व प्रदर्शक कोष्टक.—

| પંચ મહાભૂત. | આકાશના અન્તઃકરણ પંચ કર્તા, ભોક્તા. | વાયુના પ્રાણ પંચક વાહન. | તેજના જ્ઞાનેન્દ્રીય પંચક દ્વાર. | જલના કર્મેન્દ્રિય પંચક સેવક. | પૃથ્વીના વિષય પંચક ભોગ. |
|---|---|---|---|---|---|
| આકાશ. | અન્તઃકરણ તેના પ્રથમ સ્ફુરણ દેવતા વિષ્ણુ. | વ્યાન સર્વાંગ સ્થાનમાં રહેછે. કર્મ સર્વ દેહની સંધીયોને આમ તેમ વાળી શકે છે. | શ્રોત દેવતાદિશા તેણે કરી શબ્દ સાંભળી શકાય છે બહેરો શબ્દ સાંભળી શકતો નથી. | વાણી અગ્નિ દેવતા તેણે કરી શબ્દ બોલાય છે. | શબ્દ. |
| વાયુ. | મન સંકલ્પ વિકલ્પાત્મક દેવતા ચંદ્રમા તેણે કરી સંકલ્પ થાય છે. | સમાન નાભી સ્થાનમાં રહે છે. તે અન્નનો રોમ રોમમાં નાડી દ્વારા પ્રવેશ કરાવે છે. | ત્વચા વાયુ દેવતા તેણે કરી સ્પર્શ શીત ઉષ્ણ, મૃદુ, કઠિણ ઇત્યાદિ પ્રત્યક્ષ થાય છે. | પાણિ (હસ્ત) દેવતા ઇન્દ્ર તેનાથી કરી વસ્તુ લવાય લઇ જવાય છે. | સ્પર્શ. |
| તેજ. | બુદ્ધિબ્રહ્મ દેવતા નિશ્ચયાત્મકતેણે કરી નિશ્ચય થાય છે. | ઉદાન કંઠ સ્થાનમાં રહે છે અન્ન રસનો વિભાગ કરે છે. હેડકી ઇત્યાદિ આવવાથી માલુમ થાય છે. | ચક્ષુ દેવતા સૂર્ય તેણે કરી રૂપ દેખી શકાય છે. | પાદ (પગ) દેવતાઉપેન્દ્રતેનાથી ગમનાદિક ક્રિયાઓ થઇ શકે છે. | રૂપ. |
| જળ | ચિત્ત નારાયણ દેવતા ચિંતનાત્મક તેણે કરી સ્મરણ થાય છે. | પ્રાણ હ્રદય સ્થાનમાં રહે છે ને તે એકવીસહજાર ને છસો શ્વાસો શ્વાસ કરે છે. | જીહ્વાદેવતાવરૂણ તેણે કરી રસ સ્વાદ માલુમ પડે છે. | શિશ્ન દેવતા પ્રજાપતિ તેણે કરી, મૂત્ર, સ્ત્રી વિલાસાદિ કાર્યો થઇ શકે છે. | રસ. |
| પૃથ્વી | અહંકાર દેવતા રૂદ્ર અહંપણું તેણે કરી અભિમાન ઉત્પન્ન થાય છે. | અપાન ગુદાસ્થાનમાં રહે છે ને તે મળના ઉત્સર્ગાદિક કર્મો કરે છે. | ઘ્રાણ દેવતા અશ્વનિ કુમાર તેણે કરી સુગંધ દુર્ગંધનું પ્રત્યક્ષ થાય છે. | ગુદા દેવતા મૃત્યુ યમ તેનાથી મલની ઉત્સર્ગાદિક ક્રિયા થાય છે. | ગંધ |

હે શિષ્ય આ પ્રમાણે સૂક્ષ્મ દેહનું કોષ્ટક તને સંક્ષેપત દર્શાવેલું છે. તેનો પૂર્વા પર વિચાર કરતાં કાંઇ પણ રીતે શંકિત થાતો મને કથજે જેથી તારી શંકાનું સમાધાન સ્વબુદ્ધિ બળ વડે કરીને કહી શકીશ આવી રીતે. સૂક્ષ્મ દેહમાં આત્મત્વ સંભવતું નથી તે ચોકસ થાય છે. કારણકે તેમાં પણ આત્મા સાક્ષીરૂપે સ્થિત છે. કારણ

**न त्वं देहो नेन्द्रियाणी न प्राणो न मनो नधी ॥**
**विकारित्वा द्विनाशित्वा द्रश्यत्वा च्चघटोयथा ॥१९॥**

એથી કરી સૂક્ષ્મદેહ પણ આત્મા નથી. ને તેના ધર્મ, કર્મ છે તે પણ તારા વિષે સંભવતા નથી કારણ છ ઉર્મિઓ છે તે પણ દેહ પ્રાણ અને મનના ધર્મ છે. તેવીજ રીતે અવિદ્યા ( અજ્ઞાન ) અસ્મિતા ( નહીં હસવું તે ) શોક, અભિનીવેશ ( પ્રવેશ ) તે પણ મનનાજ ધર્મો છે. તેમાં પ્રમાણ દર્શાવે છે કે ॥ **राग द्वेषो मनोधर्मः नमनस्ते कदाचन** ॥ રાગ દ્વેષાદિક જે ધર્મો છે. તે મનના છે પણ તે મન તું નથી. અને શુભાશુભ કર્મના કર્ત્તા અને સુખ દુઃખનો ભોકતા તે બુદ્ધિના ધર્મો છે, તે પણ આત્માના ધર્મો નથી તેવીજ રીતે ( **पुण्य पापो मम नास्तिनासौ जन्म देहेन्द्रियाणि तीति श्रुतेः** ॥ તેથી ઇચ્છા સુખ દુઃખાદિકજ જે ધર્મ છે તે સ્થુળ સૂક્ષ્મ સંધાતના ધર્મો છે. પરંતુ આત્માના નથી તેમાં ભગવદ્વાકયનું પ્રમાણ આપે છે

**इच्छा द्वेष सुखं दुःखं संघात श्चेतनाधृति**
**एतत्क्षेत्रं समासेन सविकार मुदाहृतम् ॥२०॥**

આ પ્રમાણે ભગવદ્વાકયથી માલુમ પડે છે કે ઇચ્છા દ્વેષાદિક જે ધર્મો છે. તે આત્માના નથી. અને એ સૂક્ષ્મ શરીરથી આત્માભિન્ન છે તેમ સિદ્ધ થયું અને સૂક્ષ્મ દેહના જે ત્રણ કોષો છે તે પણ ત્હારા સંભવતા નથી કારણ સૂક્ષ્મ દેહ જડ છે દ્રશ્ય ને વિકારી છે ને આત્મા

તેમનો દૃષ્ટા તરીકે સાક્ષી ચૈતન્યરૂપ નિર્વિકારી છે. તેમાં પ્રમાણ આપે છે કે ॥ सवेत्तिवेद्यं न च तस्यास्ति वेत्ता इतिश्रुतेः ॥ તેથી સ્થૂળ તથા સૂક્ષ્મ શરીર આત્મા નથી તેમ ચોક્કસ થયું. આવા પ્રકારનું સૂક્ષ્મ દેહનું વૃત્તાન્ત સાંભળી શિષ્ય ગુરૂને કારણ શરીરાન્તર્ગત આત્મા છે કે નહીં તે બાબતમાં પ્રશ્ન પુછે છે.

શિષ્ય ઉવાચ—હે ! સ્વયં પ્રકાશ ગુરૂજી મહારાજ આપે જેવી રીતે સ્થૂળ તથા સૂક્ષ્મ શરીરથી આત્માનુ ભિન્નત્વ સંપાદન કર્યું તેવીજ રીતે હવે કારણ શરીરમાં ભિન્ન છે કે નહિ તેનો યથોચિત્ત ખુલાસો મને કરી સંભળાવો જેથી કરી અજ્ઞાની સ્થૂળ દેહને જોઇતું ફળ મળી શકે. આ પ્રમાણે શિષ્ય કે જે ગુરૂની એકાગ્રચિત્તથી ભક્તિ કરવાવાળો છે. તેના વચન સાંભળી ગુરૂજી તત્પ્રશ્નોનો ઉત્તર આપવા સમર્થ થયા આચાર્ય ઉવાચ—હે શિષ્ય ! આત્મા કારણશરીર પણ નથી કારણકે, કારણશરીર અજ્ઞાની છે. ને તે અમરાત્મ પૂર્ણ જ્ઞાનનો ભંડાર હોવાને લઇને તેનાથી ભિન્ન રહે છે. અને કારણ દેહમાં આનંદમય જે કોષ છે. તે પણ તું નથી કારણ ॥ अयमेव हिते बन्ध द्रष्टारं पश्य तीतर मिति ॥ આ પ્રમાણે અષ્ટાવક્રે જનક રાજાના પ્રતિ કહ્યું હતું કે, તે, ત્રણ શરીરનો દૃષ્ટા ( શાક્ષી ) છે વળી તે ત્રણ શરીરોથી લેવાતો નથી કારણ તેનો દૃષ્ટા બીજો કોઇ નથી તેમાં પ્રમાણ આપે છે કે– ॥नान्यो ऽस्ति द्रष्टेति ॥ તેથી આત્મા ત્રણ શરીરનો દૃષ્ટા ( સાક્ષી ) રૂપે છે તે સિદ્ધ થયું. હવે તે કારણ શરીરની અવસ્થા કહું તે શ્રવણ કર. હવે અવસ્થા ત્રણેનો સાક્ષિ પંચકોષા નિત આત્મા છે. હવે આ પ્રમાણે ગુરૂના વચન સાંભળી શિષ્ય કહે છે.

શિષ્ય ઉવાચ—હે મહારાજ આત્મા પંચકોષાતિત છે. તે કેવી રીતે, ને કારણમાં ભિન્નત્વથી, શો. સિદ્ધાન્ત આવ્યો ? તે દયાળુ કોઇ દયા વૃષ્ટિનો વરસાદ વરસાવવા કૃપાવન્ત થશો. આવા પ્રકારનાં

શિષ્યના વચન સાંભળી, ગુરૂ તેમના પૂછેલા પ્રશ્નોના, સમાધાન તરીકે, ઉત્તર આપવા ઉત્સુક બને છે.

ગુરૂ ઉવાચ—હે શિષ્ય ! આત્મા પંચકોષાતિત છે, તેમાં પ્રથમતઃ પ્રમાણ આપું છું તે તું શ્રવણ કર એમ કહી પોતે પ્રમાણ આપે છે કે–જે પ્રમાણોથી પંચકોષા તિત્વ આત્માનું પ્રત્યક્ષ થાય.

**॥अन्नप्राण मनोमय, विज्ञानानन्द पंच कोषाणाम्॥**
**॥एकै कान्तर भाजां भजति विवेकी प्रकाशता मात्मा २१॥**

આ પ્રમાણે પાંચ કોષો છે. તે એક એકમાં અન્તર્ગત છે. અન્નમય કોષ, પ્રાણમય કોષની અંદર છે. ને પ્રાણમય કોષ મનોમય કોષની અન્તર્ગત છે. તેવીજ રીતે મનોમયકોષ વિજ્ઞાનમય કોષની અંદર સ્થિત છે. ને વિજ્ઞાનમય કોષ આનંદમય કોષની સાથે સમ્બંધવાળો છે. અને આનંદમય કોષ બ્રહ્મપુચ્છ છે. એ પ્રમાણે તમામ પરસ્પર સંમિલિત છે. હવે તેમના સ્વરૂપ કહું તે સાંભળ. જે સ્થૂળવપુ ( સ્થુળ શરીર ) તે અન્નમય કોષથી સ્થિત છે ને પાંચ પ્રકારના પ્રાણો જે ઉપરોક્ત લિંગદેહમાં દર્શાવ્યા તે પ્રાણમયકોષમાં ગણાય છે, અને જે સુષુપ્તિ અવસ્થા ( નિદ્રાવસ્થા ) સુખલેશ જે પ્રતિબિમ્બરૂપથી ભાસ થાય છે. તેનો ભાવ આનંદમય કોષમાં સ્થિત છે તો તે અવસ્થાનો આનંદ યદ્યપિ આત્માનો છે તથાપિ ( તો પણ ) તે અજ્ઞાનથી આવૃત હોવાને લીધે તે આનંદમય કોષનોજ આનંદ ગણી શકાય છે. આ પ્રમાણે પાંચ કોષનું રૂપ પ્રતિપાદન કરી પાંચ કોષોની બંધન શક્તિ કહું છું. તે શ્રવણ કર ! જે સ્થૂળ દેહાભિમાનીના વર્ણાશ્રમાદિક ધર્મો છે તે અન્નમય કોષ છે, અને પ્રાણમય કોષ તે ક્રિયાભિમાની છે. ને મનોમય તે કર્ત્તા અભિમાની છે. ને વિજ્ઞાનમય જે કોષ છે, તે ભોગાભિમાની છે. ને આનંદમય કોષ તે સુખાભિમાની છે. આ જગો અભિમાનનું નામ અધ્યાસ ( પ્રેકટીસ ) અર્થને સુચ-

વવાવાળુ છે તો તે અધ્યાસ આત્માની અંદર કલ્પિત છે તેથી કરી તે આત્મા પંચ કોષાતિત છે અર્થાત્ તેનાથી ભિન્ન છે. આ તમામ જે કોષો છે, તે અનિત્ય, જડ તથા વિકારી છે. અને આત્માતો તમામ કોષો તથા સ્થૂળ શરીરાદિકનો દ્રષ્ટા છે. અને અસંગ (સંગથી રહીત) નિર્દ્વંદ્વ તથા નિત્યમુક્ત, જ્ઞાન પ્રકાશી છે ને જેવી રીતે ત્રણ ઉપરોક્ત દેહાદિ તથા પંચ કોષથી આત્મા ભિન્ન છે તેવીજ રીતે ત્રણ અવસ્થા પણ આત્માને સંભવતી નથી ત્યારે શિષ્ય ગુરૂના વચનોને વિશ્વાસુ તરીકે ગણતો છતો ગુરૂજીને પ્રશ્ન પુછે છે.

શિષ્ય ઉવાચ—હે ! ગુરૂજી આપે જે કારણ દેહાન્તર્ગત આત્મા નથી. તેમ મને સંક્ષિપ્ત સમજાવ્યું. અને વળી કારણ દેહની જે ત્રણ અવસ્થા તેમાં પણ આત્માનું ભિન્નત્વ પ્રતિપાદન કરોછો તે અમોને સપ્રમાણ કરી કહો જેથી મારા હૃદયની અજ્ઞાન ગ્રંથી દુર થાય. આ પ્રમાણે શિષ્યોદિત વાક્ય પ્રહારથી પ્રસન્ન થયેલા ગુરૂ શિષ્યને સુષુપ્ત્યાદિ ત્રણ અવસ્થામાં આત્માનું ભિન્નત્વ સપ્રમાણ વર્ણન કરી બતાવે છે.

ગુરૂ ઉવાચ—હે પરમોત્તમ શિષ્ય તમોએ જે પ્રશ્નો પૂછ્યા તેનો સંક્ષિપ્ત સાર આપને કહી સંભળાવું તે શ્રવણ કરો. જ્ઞાની આત્મા અવસ્થા ત્રયનો પણ દૃષ્ટા છે પ્રથમતઃ ત્રણ અવસ્થા કઇ કઈ તેનો પ્રકાર તમને જાણવાની જરૂર છે. તેમાં જાગૃત, સ્વપ્ન, સુષુપ્તી એ પ્રકારે ત્રણ અવસ્થાઓ કારણ દેહની અંદર સ્થિત છે. હવે તેનાં સ્વરૂપ દર્શાવે છે. તેમાં જાગૃત અવસ્થા કોને કહી શકાય. તેના જવાબમાં જે વિશ્વ નામક અભિમાન તે ચક્ષુ ધામમાં રહીને ઇશ્વર રચીત શબ્દાદિક વિષયો, જે સ્થૂળ દેહના ભોગ્ય સાધનો છે તેને ઓગણીસ મુખોથી ભોગવી શકે છે તેને જાગૃત અવસ્થા કહે છે. હવે તે ઓગણીસ મુખ કયાં કયાં તેની ગણનાનો પ્રકાર દર્શાવું

છું. મન, બુદ્ધિ, ચિત્ત, અહંકાર, આચાર અન્તઃકરણો તથા શ્રોત્ર, ત્વચ, ચક્ષુ, રસના (જીભ) ઘ્રાણ (નાસિકા) એ પાંચ જ્ઞાનેન્દ્રિઓ અને વાક, પાણી, પાદ, ઉપસ્થ, પાયુ એ પાંચ કર્મેન્દ્રિઓ અને વ્યાન, સમાન, ઉદાન, પ્રાણ અને અપાન એ પાંચ પ્રાણો મળી ઓગણીસ મુખ વડે કરીને વિષય ભોગો ભોગવે છે તેને જાગૃત અવસ્થા કહેવામાં આવે છે. તેમાં ચતુર્દશ (૧૪) ત્રિપુટી છે ને પાંચ પ્રાણ ક્રિયા રૂપ છે. તે વર્ણનુ આગળ કહેવાશે. આ પ્રમાણે જાગૃત અવસ્થાનું વર્ણન કરીને સ્વપ્નાવસ્થાનું વર્ણન કરે છે. તૈજસ નામ અભિમાની કંઠ ધામમાં રહીને મન, રચિત્ત, શબ્દાદિક વિષયોનો વિષય ભોગવે છે તેના પણ ઉપરોક્ત મનોમય ઓગણીસ'ભોગ્ય સ્થાનો છે તેને સ્વપ્નાવસ્થા કહેવામાં આવે છે. હવે સુષુપ્તી અવસ્થાનું વર્ણન પણ, સપ્રમાણ પોતાના અધિકારિ શિષ્યને કથન કરે છે, કે સુષુપ્તિ અવસ્થામાં પ્રાજ્ઞ નામક અભિમાની હૃદય ધામમાં સ્થિત રહી સ્વરૂપાનંદ જે અજ્ઞાનથી આવૃત (ઢંકાયેલો) છે. તે આનંદ ભોગને અવિદ્યા રૂપ વૃત્તિ મુખથી ભોગવે છે તેને સુષુપ્તિ અવસ્થા કહેવામાં આવે છે. હે શિષ્ય ! આ પ્રમાણે જાગૃતાદિ ત્રણ અવસ્થામાં પણ તે શુચિ ભૂત આત્મા દૃષ્ટા (સાક્ષી) રૂપે સ્થિત છે. અને તે ત્રણ અવસ્થા પરસ્પર વ્યભિચારી હોવાથી તે દૃષ્ટા આત્મા છે. તેમ સિદ્ધાન્તમાં આવ્યું. આ પ્રમાણે વ્યતિરેક વ્યભિચારી ત્રણે અવસ્થાઓ છે અને આત્મા તેનો પ્રકાશ કરવામાં અન્વય રૂપે છે. તેમ પિતા મહ (બ્રહ્મા)એ આશ્વાલયન રૂષીને કહેલું છે કે—

**॥जागृत स्वप्न सुषुप्त्यादि प्रपञ्चो यत्प्रकाशते**
**तद्ब्रह्माहमिति ज्ञात्वा सर्वं बंधैः प्रमुच्यतेतिश्रुतेः॥२२॥**

સ્વપ્ન સુષુપ્તિ અવસ્થાનો પ્રકાશક છે તેજ બ્રહ્મ આત્મા છે.

તેને મુમુક્ષુજનો પ્રત્યક્ષ કરી શકે છે તે સંસાર પ્રપંચી બંધોથી મુક્ત થાય છે અને વળી—

**त्रिधामय स्त्सुयद्भोज्यं भोक्ता भोगश्च यद्भवेत् ॥**
**तेभ्यो विलक्षणः साक्षी चिन्मात्रोऽहं सदाशिवः ॥२३॥**

અને વળી **यएषं क्षिणी पुरुषो द्रश्यते य एषस्वप्ने महिमान श्चरंति यत्रेतत्सुषुप्तः समस्त संप्रसन्न स्वप्नान्नः विजानाति एष संप्रसादो यस्मात्शरीरा त्समुत्थाय परंज्योति स्वरुपं संपद्यते**

આ પ્રમાણે ઉપરોક્ત બે શ્રુતિનો અર્થ સ્પષ્ટ છે અને ત્રીજી ઉપરોક્ત શ્રુતિ છે, તેનો જિજ્ઞાસુ જનોને દર્શાવ્યામાં છે જેવી રીતે તેની ઉત્પત્તિ કહી તેવી રીતે અન્ન વિકાર કથવામાં આવે છે તેનું એકાગ્ર ચિત્ત વડે કરીને સાંભળ. કારણ અન્નથી સ્થૂળ શરીર થયું છે. અને તેજ અન્નથી સ્થિત પણ રહ્યું છે. અને જ્યારે અન્નનો તેને આધાર મળી શક્તો નથી ત્યારે તે નષ્ટ પ્રાય થઇ જતું રહે છે માટે તે ફક્ત અન્ન રૂપજ છે. અને તેમ ન માનતા હોતો વૃશ્ચિકાદિ જંતુઓ કેવી રીતે કરડી શકે, તેથી કરી સ્થૂળ દેહ અન્નનો વિકાર વાળોજ છે. એમ માની શકાય છે. તેવીજ રીતે છ વિકારવાન સ્થૂળ શરીર છે, તે, છ કીયાં? **जायते** (ઉત્પન્ન થવું તે). **अस्ति** (રહેવું તે) **वर्धन्ते** (વધવું તે) **विपरिणमते** વિપર્યતાને પ્રાપ્ત થવું તે.) **अप क्षीयंते** (ક્ષીણ થવું તે) **विनश्यति** (નાશ પામવું તે) આ પ્રમાણે છ વિકારોથી યુક્ત સ્થૂળ દેહ છે અને તે શુક્ર (વીર્ય) અસ્થિ (હાડકાં) નાડી રજ, માંસ, મજ્જા, ત્વચા (ચામડી) આ પ્રકારથી સાત ધાતુઓથી રચિત છે. તેવીજ રીતે અનેક રોગોથી પણ ગ્રસિત છે અને અસત્ય તથા જડ દુઃખ રૂપ છે. ઇત્યાદિ ઘણાક દુઃખોનું જે આલય (ઘર) તે સ્થૂળ શરીર છે. તે તું નથી તેમ ચોક્કસ આપણને ખાત્રી થઇ કારણ કે તે તેમાંથી દૃષ્ટા (સાક્ષી) રૂપે રહેલો છે. તેમાં અનુમાનથી

દ્રષ્ટાન્ત આપે છે કે ( कृत्य दृश्यत्वं साध्यते जडत्वात् घट वत्) તેવીજ શક્તિ પ્રાણ ઈન્દ્રિયાદિક જાણી લેવા. જેવી રીતે ઘટનો દ્રષ્ટા (દેખવાવાલો) પુરૂષ ઘટ ( ઘડાથી ) જુદો છે તેજ પ્રમાણે આત્મા પણ સ્થૂળ દેહાદિકથી જુદો છે તેમ ભગવાને પણ કહેલું છે.

**नजायते म्रियते वाकदाचिन्नायं भूत्वा भवितावान भूयः॥**
**अजोनित्यःशाश्वतोऽयं पुराणोनहन्यते हन्यमाने शरीरे२४**

આ અપરોક્ષ આત્મા કોઈ દીવસ જન્મતો પણ નથી મરતો પણ નથી ઉત્પન્ન પણ થતો નથી થયો નથી ને થશે પણ નહીં. જન્મ રહિત નિત્ય અને શાશ્વત (અપક્ષયાદિ પાંચ વિકારોથી રહિત) પુરાણો (અનાદિ) છે અને તે આત્મા કોઇ પણ શસ્ત્રાદિકથી હણાતો પણ નથી તે પણ ભગવદ્‌ગીતામાં કહેલું છે કે **॥नैनं छिन्दन्ति शस्त्राणि नैनं दहति पावकः॥** ઇત્યાદિ અનેક દ્રષ્ટાન્તોથી આપણને સિદ્ધાન્ત મળી આવે છે કે આત્મા અજર, અમર, તેમજ જન્મ મરણ રહિત સ્થૂળ શરીરથી ભિન્ન (જુદો) છે અને જેવી રીતે જીર્ણ વસ્ત્ર (ફાટેલું કપડું) થયાથી તેને દૂર કરીએ છીએ તેવીજ રીતે સ્થૂળ દેહાદિક જીર્ણ થવાથી નવીન દેહનો અંગીકાર કરે છે. અને જો સ્થૂળ દેહાદિકમાં આત્મ તત્વ (આત્માપણું)નું આરોપણ કરે તો (**कृत हानि**) અને **अकृताऽभ्यास** એવા બે પ્રકારે દોષો આવે છે તે કેવી રીતે કે કર્મ કાન્ડમાં આત્મા દેહથી ભિન્ન કહેલો છે તેમાં પ્રમાણ તરીકે (**प्रोक्तोवि कर्म कान्डे नह्यात्मा देह विलक्षणं नित्यश्च यत्फलं भुंक्ते देह पातादनन्तर मिति**) આ પ્રમાણે આત્મા આરોપણ સ્થૂળ શરીરમાં થઈ શકતો નથી. તે ચોક્કસ થયું અને પાંચ ભૂત પણ તે અજરાત્માની તેમાં (**नभूमि रापोनच तेज वन्हि नचास्ति लाभोऽस्ति न चाम्बरं चेति** ) તેથી કરી પંચ ભૂતમાં પણ અમરાત્માનું પ્રત્યક્ષત્વ સંભવતું નથી, તેવીજ રીતે

પંચ ધર્મે પણ તું નથી કારણ નામ, વર્ણ, આશ્રમ, ત્રિલિંગ અને મનુષ્ય જ્ઞાતિ ઇત્યાદિક પાંચ ધર્મો છે તે પણ સ્થૂળ દેહની સાથે સંબંધ ધરાવનારા છે. કારણ નામ માત્ર સ્થૂળ દેહનું સાદ્રશ્ય બતાવનારૂં ગણી શકાય છે. અને વર્ણ પણ પરંપરાથી ચાલતો આવેલો અધ્યાસ છે અને આશ્રમ પણ મન્વન્તરથી પ્રકાશિત થયેલો છે અર્થ એવો થાય છે જે જાગૃત અવસ્થામાં ચક્ષુ ધામમાં રહી સર્વ દેખે છે ને સ્વપ્નમાં કંઠ ધામમાં રહી સ્વપ્નને જાણે છે ને જે સુષુપ્તી અવસ્થામાં હૃદય ધામમાં રહી સમસ્ત જાગૃત સ્વપ્ન પ્રપંચોને ભોગવે છે તે સુષુપ્તિ ગત આનંદને જાણે છે. ને પછી સુષુપ્તી·અવસ્થામાંથી જાગૃત અવસ્થામાં સ્વયં જ્યોતિરૂપ થઈ બીરાજેલો છે, આત્મા તો તે સર્વ અવસ્થાઓનો દ્રષ્ટા છે. આ પ્રમાણે અનેક શ્રુતિઓથી આપણને માલુમ થાય છે કે ત્રણ દેહની ત્રણે અવસ્થામાં આત્મા સાક્ષી રૂપે સ્થિત છે. તેવીજ રીતે તેની અંદર ત્રણ સ્થાન, ચાર વાચાઓ, ત્રણ ભોગો તથા ત્રણ પ્રકારની શક્તિ અને ત્રણ ગુણ, ત્રણ માત્રા, તથા ત્રણ અભિમાનાદિ ધર્મો તે, તમામનો તું દ્રષ્ટા હોઈ સાક્ષી રૂપે વ્યાપિ રહેલો છે. આવી રીતથી ત્રણ દેહ, તથા પંચ કોશ, તથા ત્રણ અવસ્થા અને તદ્ગત જે ધર્મ અને કર્મ છે અને તેનો વિકાર છે તેથી રહીત આત્મા કેવલ કૂટસ્થ અસંગ શુદ્ધ બુદ્ધ નિત્ય મુક્ત, અને સત્ચિત્ આનંદ છે. તે, આત્મા છે આ તમામ શબ્દો ત્વંપદને સાર્થક કરનારા છે. તે ત્વંપદ જીવનો વાચક જેવી રીતે ત્વંપદનો વિભાગ કરીને આત્માનું ભિન્નત્વ પ્રતિપાદન કર્યું. તેવીજ રીતે તત્પદનો અર્થ શોધન કરીને ઇશ્વર વાચક લક્ષણનો વિભાગ કરો. (૧) વૈરાટ અને (૨) હિરણ્ય ગર્ભ રૂપ જે શુભાત્મા અને (૩) અવ્યાકૃત એ ત્રણ રૂપ ઇશ્વરના દેહ છે. અને ઉત્પત્તિ, સ્થિતિ, પ્રલય એ ત્રણ ઈશ્વરની અવસ્થાઓ છે. અને તેવીજ રીતે સબલ બ્રહ્મ·કારણ બ્રહ્મથી આદિ જે અવતારો

છે તે ઇશ્વરના કોષો છે. તેથી ભિન્ન જે વિશ્વ સાક્ષી છે તેજ. સત્ ચિત્ત, આનંદ યુક્ત ઈશ્વર લક્ષણ છે. આ પ્રમાણે કાર્ય કારણ ઉપાધિ ભેદોથી જીવ અને ઇશ્વરનો ભેદ પ્રત્યક્ષ થયો. વસ્તુતઃ ભેદ લક્ષ છે નહીં. એ વાત સામવેદના છાંદોગ્ય ઉપનિષદ્માં ઉદ્દાલક મુનીએ પોતાના પુત્ર શ્વેતકેતુને કહેલી છે તે તને કહું છું તે તું સાંભળ.

**॥कार्यो पाधिर्भवेज्जीवः कारणो पाधि रीश्वरः॥**
**कार्य कारण तांहित्वा ॥ पूर्ण बोधोऽव शिष्यते ॥२५॥**

આ પ્રમાણે ભાગ ત્યાગ લક્ષણ કરીને જીવ ઇશ્વર એકત્રતા કરે તેવીજ રીતે **प्रज्ञान मानन्द ब्रह्म, अहं ब्रह्मास्मि, तत्वमसि, अयमात्मा ब्रह्म**—ઇત્યાદિ ચાર મહા વાકયો છે. તેમાં પણ ભાગ ત્યાગ લક્ષણા, જાણી લેવી કારણ કે જહત્ અને અજહત્ લક્ષણામાં એકતાનો સંભવ નથી દૃશ્ય થતો કારણ જહત્ લક્ષણાથી તમામ વાચ્ય પદાર્થ લક્ષથી ત્યાગ થઈ શકે છે જેવી રીતે **गंगायां घोषः प्रति वसति ॥** એનો અર્થ એવો થાય છે કે ગંગા વિષે ગાયોનો સમૂહ રહે છે પરંતુ તેમ કહેવાથી ગાયોનો સમૂહ ગંગામાં રહે તે અસંભવિત છે. તેથી ગંગા પદથી ગંગાના કાંઠાની લક્ષણા કરવી તો તે પ્રમાણે ભાગ ત્યાગ લક્ષણાથી આપણને તમામ વાચ્ય પદની સાર્થકતા જણાઈ. તેવીજ રીતે **तत्वमसि** ઇત્યાદિ મહા વાક્યોની લક્ષણા પણ જહતી લક્ષણાથી નથી સંભવતી તેવીજ રીતે અજહત લક્ષણાથી તમામ વાચ્ય, તથા અધિકતાનું ગ્રહણ થઇ શકે છે તેવી રીતે (**शोणो धावति**) એનો અર્થ એવો થાય છે કે લાલ દોડે છે. તેમાં પણ આપણને યથાર્થ જ્ઞાન ન પ્રાપ્ત થવાથી લાલ ઘોડો દોડે છે તે પ્રમાણે અધિક વાચ્યાર્થ કરવો પડે છે તેમ આ બે ઉપરોક્ત જહતી તથા અજહતી લક્ષણાથી મહા વાક્યનું પદાર્થ જ્ઞાન થઈ શકતું નથી. તેમ રામચંદ્રજીએ લક્ષ્મણજીને કહેલું છે કે—અર્થનો

બોધ સમગ્ર વાચ્ય પદનો ત્યાગ થાય છે. અને તેથી મહા વાક્ય વડે જાણવા યોગ્ય ચૈતન્યનો પણ નાશ થાય છે. ને સિદ્ધાન્તમાં પદના વાચ્યાર્થને એક અંશે ન મૂકી દઇ, લક્ષ્યાર્થ રૂપી એક અંશને ગૃહણ કરવો પડે છે. અને અજહતી લક્ષણામાં પણ જેવી રીતે લાલ ગુણ જેમાં છે તેવો અશ્વ (ઘોડો) ઈત્યાદિ પદાર્થનું ગ્રહણ થાય છે તો, તે દ્રષ્ટાંતે નિરૂપણ કહેલી લક્ષણા અજહતી મહા વાક્યમાં સંભવતિ નથી. કારણ તેથી પદનો વાચ્યાર્થ તથા બીજો કાંઈ અધિક અર્થનું ગૃહણ થાય છે. અને મહા વાકયમાં તો ત્વં પદના વાચ્યાર્થનો ત્યાગ કરીને કેવલ લક્ષ્યાર્થનું ગૃહણ કરવું છે. તેથી આ બે લક્ષણા મહા વાકયમાં સંભવતી નથી. તેમ જ્ઞાન સ્વરૂપ રામચંદ્રજીએ નિજ બન્ધુ લક્ષ્મણજીને કહેલું હતું કે—

।एकात्मकत्वाज्जहतीन संभवः तथा जह ल्लक्षणता विरोधः
सोऽयंपदार्थाविवभागलक्षणायुज्जेततत्वंपदतस्यदोषतः२६

તેથી કરી મહા વાકયમાં જહતી લક્ષણાઓ કરતાં ભાગ ત્યાગ લક્ષણા ગ્રહણ કરવી, તેનું ઉદાહરણ (सोऽयंदेव दत्तेति) તે દેવ દત્ત આ છે. એ ઉદાહરણનો અર્થ સ્પષ્ટ રીતે સમજી શકવા માટે એક સંક્ષેપ ઇતિહાસ કહું છું તે શ્રવણ કર. પ્રથમતઃ કોઈ વિદેશી એક પુરૂષ સારા ઉચ્ચ સદ્‌ગૃહસ્થનો મિત્ર હતો; અને તેને મિત્રતામાં વિઘ્ન કરનાર પોતાનું વિદેશ જવાનું થયું. ત્યાં આગળ ઘણાક વર્ષો તેને રહેવું પડયું. ત્યાર પછી તે વિદેશમાંજ રહેતો હતો; ત્યારે આ જે સદ્‌ગૃહસ્થ હતો, તેને કોઇ વખત પૂર્વનો યોગ પ્રત્યક્ષ થયાથી વૈરાગ્ય ઉત્પન્ન થયો, ત્યારે પોતાનું ઘરબાર પુત્રાદિકનો ત્યાગ કરીને વિદેશ અવધુત વેષે વિચરવા માંડયો, તેમ વિચરતા વિચરતા જ્યાં તેનો પૂર્વ સખા રહેતો હતો; ત્યાં દૈવાધિને તે ગામને પ્રાપ્ત થયો,

ત્યાં એક દેવાલય હતું, તેમાં પોતાનો નિવાસ કર્યો. ત્યાર પછી તેનો જે પૂર્વનો સખા હતો. તે દેવાલયે દર્શન કરવા જતો હોવાથી તેને તે વિરક્તનું મુખ પ્રત્યક્ષ થતાં સ્મૃતિ આવી કે મેં પૂર્વે જેની સાથે મિત્રતા બાંધી હતી તે ગૃહસ્થ તો આ છે, એમ દેખાય છે. પરંતુ પાછો પોતાના વિકારી મનની અંદર ભ્રાન્તિ યુક્ત થયો, કે તે ગૃહસ્થ તો મહાન સમર્થને સત્તાવાળો હતો. અને આતો ભિક્ષુક પરાધિન છે તેમ આ કાળ ઉપરથી માલુમ થાય છે. તેથી તે ગૃહસ્થજ આ પુરૂષ છે. તેમ શાથી કહી શકાય ? પરંતુ તેના અવયવો જોતાં સાબીત થયું, તેજ આ ગૃહસ્થ છે. તેમ ખાત્રી કરીને તે વિરક્ત સાથે વાતચીત કરતાં ચોક્કસ માલુમ થયું કે પહેલા જે આપણે ગૃહસ્થની સાથે મિત્રતા બાંધી હતી. તેજ ગૃહસ્થ આ છે. એમ તેને નિશ્ચય થયો. ત્યારે તો તેની પૂર્વ સ્થિતિનો વિચાર કર્યાથી આપણને માલુમ નથી પડતું. પરંતુ જો તેના અવયવોનો પીંડ જોયો કે? તુરત તેના મનમાં ખાત્રી થઇ. તે ગૃહસ્થ આ છે તે પ્રમાણે सोऽयंदेव दत्त પદનો સારાંશ સમજવો. તેમજ મહા વાકયમાં પણ तत्, त्वं, असि. (તે તું છે) એ ઠેકાણે ઇશ્વરનું પરોક્ષ પણું સામર્થ્ય પણું ઈત્યાદિ વાચ્યાર્થ ઉપાધિનો ત્યાગ કરીને તથા ત્વંપદ વાચ્ય જે જીવ તેનું અસમર્થ પણુ અલ્પજ્ઞતા ઈત્યાદિ ઉપાધિઓનો ત્યાગ કરીને તત્ પદનો લક્ષ્ય અદ્વિતીય પૂર્ણાનંદ ઈત્યાદિ લેવો. અને ત્વં પદનો અર્થ સાક્ષી અસંગ એ પ્રમાણે એ બન્નેની એકતા અસિપદ વડે કરીને કરીયે તો બાધ આવતો નથી. તે પ્રમાણે અંબરસ, શ્રીફળ, ગંગાજળની માફક ભાગ ત્યાગ લક્ષણા કરીને શુદ્ધ સાત્વિક માયા, અને તેના ગુણ, જો સર્વ જ્ઞત્વાદિ એને ત્યાગે અને મલીન સત્વ પ્રધાની જે? અવિદ્યા (અજ્ઞાન) અને તેના દોષ જે અલ્પજ્ઞ ત્વાદિ તેનો પણ ત્યાગ કરે. અને માયા–અવિદ્યાના પ્રકાશ. જે ? સચ્ચિદાનન્દરૂપ જે અસિપદ છે તે હે પરમોત્તમ શિષ્ય તું જાણ. આ પ્રમાણે મહા વાકયનો

અર્થ જે શિષ્ય સાંભળીને કૃતાર્થ થયો હતો! તે મેં તને કથન કર્યો. ત્યારે હવે શિષ્યને શંકા થવાથી આચાર્યને પૂછવા લાગ્યો.

શિષ્ય ઉવાંચ--હે આચાર્ય મહારાજ, ગુરૂ વિના પણ મહા વાકયનો અર્થ જે સ્વબુદ્ધિ બળવડે કરીને જાણી શકે છે. તેને ગુરૂની અપેક્ષા શી રહે ! આવા પ્રકારનું શિષ્યનું બોલવું સાંભળી ગુરૂ નિશ્ચયાત્મક વાણીથી કહેવા લાગ્યા.

આચાર્ય ઉવાચ–હે ! શિષ્ય જે મોક્ષરૂપી ફલની આકાંક્ષાવાળો પુરૂષ છે. તેને ગુરૂવિના જ્ઞાન બિલકુલ પ્રાપ્ત થઈ શકતું નથી. એ વાત શ્રુતિ સિદ્ધ છે. સાંભળ आचार्याधिन ज्ञानमितिश्रुतेः ॥ આ વાકય જ્ઞાન પ્રાપ્ત કરવું તે આચાર્યના આધિન છે તેમ સાબિત કરી આપે છે અને વળી.

**ऐ कयपरैः श्रुति वाक्यै रात्माशश्च त्प्रकाशमानोऽपि ॥**
**दैशिक दया त्रिहीनै रपरोक्षयितुंनशकयते पुरुषेः॥२७॥**

હૃદયાન્તર્ગત આત્મતત્વ પણ પોતાનું સ્વરૂપ છે. તથાપિ ગુરૂ પ્રસાદ વિના પ્રાપ્ત થઇ શકતું નથી. જેવી રીતે ચક્ષુ ચક્ષુને સ્વતઃ વાદર્પણથી પણ સૂર્ય ચંદ્ર વિના નથી દેખાતું, તેમજ ગુરૂ વિના આત્મતત્વ સ્વબુદ્ધિ બળ વડે કરીને? અથવા શાસ્ત્રેથી પણ. નથી પ્રત્યક્ષ થતું. તેથી કરી ગુરૂ મુખદ્વારા વિચાર કરી મનન કરીએ (**विचार्य स्वरुपं**) એ પદનો અર્થ સિદ્ધ થયો. હવે તદન્તર (**यद्दान्पोति तत्वं निदिध्यासि तव्य मिति.**) આ પદનો અર્થ હવે કહુછું. તે તું સાંભળ જે ઉપરોક્ત સ્વરૂપ ગુરૂ પાસેથી લબ્ધ (પ્રાપ્ત) કર્યું. હોય. તેસ્વરૂપનું નિદિધ્યાસ નિરંતર કરે ત્યારે શિષ્ય ગુરૂને પ્રશ્ન તરીકે પોતાના શંસય ટાળવા પ્રયત્ન કરે છે.

શિષ્ય ઉપાચ—હે આચાર્ય મહારાજ. જેણે પોતાના સ્વરૂપને જાણ્યું ન હોય, તે તો નિદિધ્યાસ કરે પરંતુ જેણે સ્વ સ્વરૂપ જાણ્યું

છે. તેને નિદિધ્યાસ કરવો વ્યર્થ છે. એમ કહી શકાય કે નહીં! તે કૃપા કરીને કહો ? ત્યારે આચાર્યએ પ્રશ્નનો સમાધાન કરવા આરમ્ભ કર્યો.

આચાર્ય ઉવાચ—હે શિષ્ય ? આ પ્રમાણે ઉપરોક્ત સંવાદ જે કોઇ કરતો હોય, તેને હું જે તને, કહુ છું તેવો પ્રશ્ન પૂછવો? કે જે આજ્ઞાત તત્વ (જેણે આત્મા તત્વ ન જાણ્યું હોય તે) પુરૂષ છે. અને વળી અનાત્મ વસ્તુનું મિથ્યાત્વ નથી જાણ્યું. તો તે પુરૂષ કોણ વસ્તુથી પ્રયાસ કરશે. અને કઇ વસ્તુનો તિરસ્કાર કરશે. આ પ્રમાણે પૂછવું. કારણકે અજ્ઞાત તત્વથી નિદિ ધ્યાસ નથી બની શકતો, તેથી જ્ઞાતઃ તત્વ (જાણ્યું છે આત્મ તત્વ જેણે) એવો જે પુરૂષ છે. તેનેજ નિદિ ધ્યાસન કરવા માટે કહેલું છે. આ બાબત શ્રીમદ્ભગવદ્ગીતામાં શંકરાનંદી ટીકામાં નિરૂપણ કરેલી છે. જે તત્વ બોધી થયો. જેને વિજાતીયરૂપ વિપરિત ભાવનાથી ( હું બ્રાહ્મણને તે શૂદ્ર ) વાસના ઉત્પન્ન થાય છે તેને નિદિ ધ્યાસન કહેલું છે. તે પુરૂષ નિદિ ધ્યાસન કરવાથી ઉપરોક્ત ભાવનાથી મુકત થાય છે, જેવી રીતે સૂર્યોદય થવાથી અન્ધારૂં તમામ નાશ યુક્ત થઇ જાય છે તેવીજ રીતે જયારે જ્ઞાનનો ઉદય થયો, ત્યારે અજ્ઞાન રૂપી જે અન્ધકાર છે. તે તમામ નષ્ટ પ્રાય થાય. ત્યારેજ કાલ, કર્મ ઉપરોક્ત ભાવના અને માયાથી ઉત્પન્ન થવા વાળો જે ભય છે. તે દુરીકરણ (દુર) રૂપ થાય છે. પરંતુ અધ્યાસરૂપ વાસના વારમ્વાર સ્વરૂપાનું સંધાન વૃત્તી કર્યાથી દુર થાય છે તેમ ભગવાને પણ કહેલું છે કે—(आत्म संस्थं मनःकृत्वा न किंचिदपि चिन्तयेत् ) અર્થ જે ગુરૂ પ્રસાદથી પ્રાપ્ત થયેલુંજ, આત્મ તત્વ તેની અંદર મનને સ્થિર કરીને અન્ય જે વિજાતીય વસ્તુઓ છે, તેમાં કાંઈ પણ ચિન્તવન ન કરે, ત્યારે પ્રશ્ન થાય છે કે? જયારે જ્ઞાન સૂર્ય ઉદય થાય છે ત્યારે કાંઇ પણ કર્તવ્ય કર્મ અવશેષ નથી રહેતું તેમ શ્રુતિ પ્રતિપાદન કરે છે. તેનું કેવી રીતે સમાધાન થશે તે કથો. તેના જવાબમાં જે આપે શ્રુતિનું પ્રમાણ

આપીને જ્ઞાન થયા પછી કર્ત્તવ્ય નથી સંભવતું તેમ કહ્યું, તે જ્ઞાન, અપ્રતિબદ્ધ જ્ઞાનજ, તે શ્રુતિમાં કહેલું છે. એથી કરી મંદ અને દ્રઢ એ બે પ્રકારે જ્ઞાનનું રૂપ સમજવું. એ હેતુથી આત્મ તત્વની પ્રાપ્તી થતાં તેને નિદિધ્યાસ (ચિન્તવન) કરીને દ્રઢ જ્ઞાન સ્થિર કરવું. ઉપર કથેલો નિદિધ્યાસ કોને કહી શકાય? તેના જવાબમાં એમ કથે છે કે? જે સજાતીય પ્રવાહ અને વિજાતીય તિરસ્કાર કરવો તેને નિદિધ્યાસ કહેવામાં આવે છે. અર્થાત્ સજાતીય એટલે આત્મા તેનું જે સજાતીય બ્રહ્મ તેને યુક્તીથી ચિન્તવન કરવું કે જે આત્મા સત છે તથા ચિત્ત અને આનંદ સ્વરૂપ અક્રિય અસંગ છે તેવું ચિન્તવન કરવું જેવી રીતે

**॥अजरोहमक्षरोहं प्राज्ञोऽहं प्रत्यगात्म बोधोहम्॥**

**परमानन्द मयोऽहं परम शिवोऽहं भवाभि परिपूर्णं मिति२८**

અથવા ( नारायणोहं पुरुषं शिवोऽहं ब्रह्मा हमस्मीति. ) આ પ્રમાણે શ્રુતિ પ્રસિદ્ધ જે છે, તે સજાતીય કહીએ. અને આત્માનું સ્વરૂપ લક્ષણ છે, તેને એકાગ્ર ચિત્ત વડે કરીને ચિન્તવન કરે તેનું નામ પ્રવાહ છે તેવીજ રીતે વિજાતીય રૂપ જે દેહાદિક મિથ્યા પદાર્થ છે તેનો તિરસ્કાર કરવો તેને નિદિધ્યાસ કહેવામાં આવે છે. આ પ્રમાણે શ્રવણ, મનન, નિદિધ્યાસ એ ત્રણ ક્રમથી ચિન્તના કરે અને તેમાં પણ ઉત્તરોત્તર અધિક કર્યા કરે તેમ શ્રુતિ દ્વારા સિદ્ધ છે. (श्रवणात्मननं शतगुणाधिकंः मननात्ध्यान मिति श्रुते.॥ ) અર્થ. શ્રવણથી મનન કરવું તે સોઘણુ વધારે ઉત્તમ ગણેલું છે ને મનનથી ધ્યાન પણ સોઘણુ ઉત્તમ ગણેલું છે. આ પ્રમાણે શ્રવણ, મનન, નિદિધ્યાસનથી જે જ્ઞાન ઉત્પન્ન થાય છે તે જ્ઞાન અપ્રતિબદ્ધ કહેવાય છે કારણ—શ્રવણાદિક સાધનોથી ઇતર ( બીજુ ) સાધન એક પણ અપ્રતિબદ્ધ જ્ઞાન ઉત્પન્ન કરાવી શકતું નથી. માટે જે પુરૂષ આત્મ તત્વ સાક્ષાત કરવાની ઇચ્છા ધરાવે છે, તે અન્ય સાધનોનો ત્યાગ

કરી શ્રવણાદિક અન્તરંગ સાધન સંપાદન કરે તે પ્રમાણ સહિત સિદ્ધ છે. તેમાં પ્રમાણ આપે છે કે ।।आत्मा वारे द्दष्टव्यः श्रोत व्योमन्त व्योनिदिध्यासितव्यः इति श्रुतेः।। આ પ્રમાણે નિદિધ્યાસાદિ જે આત્મ તત્વ પ્રત્યક્ષ કરાવવાવાળા સાધનો છે તે સાધ્ય કરીને નિજાત્મ તત્વ જે પ્રત્યક્ષ કરી શકે છે. તેને વિદ્વાન કહેવાય છે. તેવું પ્રમાણ શ્રુતિ સિદ્ધ છે. ।।अहं ब्रह्मास्मिति यो वेत्ति सविद्वानिति श्रुतेः।। અર્થ. જે પોતાના નિજાત્મ સ્વરૂપ બ્રહ્મનું પ્રત્યક્ષ કરે છે તે વિદ્વાન કહેવાય છે એવું तत्पर ब्रह्म नित्यं सत्यं ज्ञान मनन्तं ब्रह्म तदेवा हमस्मीति.।। તે જે નિત્ય પરબ્રહ્મ સ્વરૂપ છે તે હું છું. તેમજ આત્મ તત્વ ગામી કહે છે. એ પ્રમાણે માયાના અધિષ્ઠાન રૂપ જે ભૃગુ તેને વરૂણે યજુર્વેદના અન્તમાં તૈત્તરેય શાખા ગત ઉપદેશ કર્યો છે.

**यदानन्द रुपं प्रकाश स्वरुपं निरस्त प्रपंञ्च परिच्छेद शून्यं।।**
**अहंब्रह्म वृत्यैकगम्यं तुरीयं परब्रह्म नित्यं तदेवा हमस्मि।२९।**

તે પરબ્રહ્મ અસ્મિ નામ હું છું. પૂર્વમાં કહેલું છે જે સત્ ચિત્ આનંદ રૂપ આત્મા છે તે હવે સિંહાવલોકનની માફક સ્પષ્ટીકરણ કરે છે. यदानन्द रुपेति નામ જે આત્મા આનંદરૂપ છે તે આનંદ કેવો છે. કે, જે નિરપેક્ષ, નિરતિશય સર્વ પ્રેમનું આસ્પદ છે. તેનોજ નિજાનંદ આત્મા તે સર્વના સ્વરૂપનો સાક્ષી છે. હવે શંકા થાય છે કે? જ્યારે આત્મા સ્વાનન્દ સ્વરૂપ છે, ત્યારે બાહ્ય પદાર્થરૂપ વિષયમાં, સંબંધથી. સુખની અનુભૂતી કેવી રીતે થઈ શકે છે અને જેને વિષય ભોગ્ય પદાર્થની અપ્રાપ્તી હોય છે તે કહે છે. હું દુઃખી છું. એ વાત લોક પ્રસિદ્ધ છે તેથી આત્માસ્વતઃ સુખરૂપ નથી. ત્યાં સમાધાન આપે છે કે—જે બાહ્ય પદાર્થ ભોગોમાં સુખ માને છે, તેને મૂઢ અથવા બહિર્મુખ તથા આત્મ જ્ઞાનથી વિમુખ પુરૂષ કહેવામાં આવે છે. અર્થાત્ નિજાત્મ તત્વ લાભથી શૂન્ય જે જીવ સંજ્ઞાથી પ્રત્યક્ષ કરી શકે છે તેને તેમ દર્શાય છે અને જ્ઞાન માત્રને જાણવાવાળો પંડિત

પુરૂષ છે કે જેને ગુરૂ પ્રસાદથી નિજાત્મ તત્વનું ભાન થયેલ છે તે બાહ્ય સુખ માનતાંજ નથી. કારણ કે તે સુખ રૂપજ આત્માને માને છે આત્માથી ઇતર સુખ છેજ નહીં તેમ તે લોક સમજે છે અને તેને માટે શ્રુતિમાં પણ કહેલું છે કે—॥**योवै भूमाः तत्सुखं योवै भूमा तदमृत मिति श्रुतेः**॥ અને જે બાહ્ય વિષય ભોગમાં સુખ માને છે તે કેવળ ભ્રાન્તિજ છે અને તે સુખ આત્માનુંજ છે. તે બાહ્યાભાસ છે તેમાં પ્રમાણ છે કે—**प्रत्यक् सुख मेव पराक् प्रतीयते.** અર્થ. જે અન્તર સુખ છે તેની પ્રતીતિ માત્ર બહાર થાય છે. કારણ જ્યારે તીવ્ર ઈચ્છાનો વિષય જો વૃત્તીના સન્મુખ પ્રત્યક્ષ થાય છે ત્યારે વૃત્તીમાં ઇચ્છાના અભાવથી તત્ક્ષણમાંજ શાન્ત થાય છે. ત્યારે અન્તર આત્મ સુખનું ભાન થાય છે તે મૂર્ખ જે પુરૂષો છે તેને એવો ભ્રમ થાય છે કે જો મને વિષય ભોગના લાભથી સુખ થયું પરંતુ સુખ કેવળ વૃત્તીની શાન્તીમાંજ છે તેવું તે મૂર્ખને ભાન થતું નથી. અને જ્યારે અન્ય પદાર્થની ઈચ્છા થઇ ત્યારે વૃત્તીમાં શાન્તપણાનો અભાવ માલુમ પડયો; તેથી તે વખતે સુખનો પણ અભાવ માલુમ પડયો, અને નિજ શાન્તીની પ્રાપ્તિ કરી શકે તેવું, તે પુરૂષ પાસે સાધન પણ નહી. તેથી તેને ભ્રાન્તી રૂપ સુખાભાસ માત્ર થાય છે તેથી કરી નિરપેક્ષ સુખનું કેવી રીતે ભાન થઈ શકે. અર્થાત્ કોઈ એક પુરૂષ નાસ્તિક બુદ્ધીવાળો છે, જેથી બ્રહ્મ ભાવનાથી રહિત છે તેથી તેને શાન્તી પણ નથી પ્રાપ્ત થતી. ત્યારે સુખ શી રીતે પ્રાપ્ત થાય—એવું ગીતામાં છે. શાન્તી જન્ય જે સુખ પદાર્થ છે. તે સંબંધ યદ્યપિ ન હોય તો પણ પ્રાપ્ત કરી શકાય છે અને (**सुषुप्ति काले सकले विलीने तमोरुपं सुखरुप मस्ति.** ) તેવું શ્રુતિ સિદ્ધ છે કે, સુષુપ્તિ કાળમાં પણ વૃત્તીની શાન્તી હોવાથી સુખરૂપ આત્મા પ્રગટ અનુભવાય છે. તે સુખ અજ્ઞ (મૂર્ખ) પુરૂષનેજ અનુભવ સિદ્ધ થાય છે તેથી કરી અંતરમાં સુખાનુભવ પ્રત્યક્ષ રહેલ છે. બાહ્ય સુખ નથી. અથવા

આત્મ સુખના શ્રવણ માત્રથી ભૂપતી રાજ સિંહાસનના અનુકુલ વિષયોને વિષ (ઝેર) વત ત્યાગ કરી નિજાત્મ લાભની પ્રાપ્તી માટે આચાર્યના શરણે જઈને પ્રાર્થના પૂર્વક યાચના કરે છે. કે હે, ભગવન્ મને નિજાત્મ સુખની પ્રાપ્તી કેવી રીતે થશે? અને કયારે થશે તેમ યાચના કરે છે ત્યારે આપણને એમ સિદ્ધ થાય છે કે સુખરૂપ તો આત્માજ છે અને બાહ્ય પદાર્થ તો, માત્ર અજ્ઞાની પુરૂષોની ભ્રાન્તિનું લક્ષણ છે અને યત્નશીલ જે યોગી પુરૂષો છે તે નિર્વિકલ્પ સમાધિમાં નિજાત્મ સુખનો લાભ લઇ શકે છે ત્યાં આગળ કોઇપણ અન્ય વિષયનો સંબંધ રહેતો નથી તો તે સુખ આત્મ ગત સુખ છે. તેમ કહી શકાય છે અને તે શ્રુતિ સ્મૃતિના પ્રમાણથી સિદ્ધ છે ને શ્રુતિમાં કહેલું છે. કે, જે સ્વાનંદ રૂપમાં રમણ કરી રહેલ છે તેને જેવો આનંદ અંદર અનુભવ થાય છે તેવો તે ગીરા (વાણી)થી વર્ણન કરી શક્તો નથી. જેવી રીતે મુક્ (મુંગો) અમૃતના સ્વાદ ચાખે છે. છતાં કહી શકતો નથી તેવીજ રીતે સંન્યાસિ (યોગી) પુરૂષ પણ, ચક્ષુ કે સાન (ઇસારાથી) દર્શાવી શકે છે. પરંતુ વર્ણન વાણીથી કરી શકતા નથી તેવું ગીતામાં પણ કીધું છે કે—॥सुखमात्यन्ति कंय त्तद्बुद्धि ग्राह्य मतिन्द्रिय मिति॥ અને સદાશિવે પણ નારદજીને કહેલું છે કે હે નારદ જેવું સુખ આત્મારામીને પ્રાપ્ત થાય છે એવું સુખ બ્રહ્મ લોક અથવા તો કૈલાસમાં પણ નથી મળતું, તેથી હું સદાને માટે સમાધિસ્થ રહુછું એ કારણથી કરીને આત્માજ સુખરૂપ છે. ત્યારે પૂર્વમાં જે ઈચ્છા રહિત વૃત્તીની શાન્તીથી નિજાત્મ સુખનું પ્રતિબિમ્બ રૂપ આભાસ થાય છે ને ચંચળ વૃત્તીમાં નથી સંભવતું તેવી વાસના (ઈચ્છાદિ) જ્ઞાનીના ચિત્તમાં પણ થાય છે તેથી બન્ને સમ (સરખા) છે. આ પ્રમાણે શંકા થઇ ત્યારે સમાધાન આપે છે. હે શિષ્ય ? જ્ઞાની અને અજ્ઞાનીના ચિત્તમાં ઘણોજ ભેદ રહેલ છે યદ્યપિ વ્યવહાર કાલના સમયે જ્ઞાનીની વૃત્તી પણ બહિર્નિઃસરણ

થાય છે. પરંતુ તે ગંગા ગૌની માફક છે (ગૌ, જે ગાય છે તેનું ધ્યાન સદા વત્સ ઉપર રહે છે. અને અજ્ઞાની (મૂઢ)ના ચિત્તમાં ઉષ્ટ્ર (ઊંટ) ની માફક છે. (ઊંટ સદા કંટક વનમાં ભમ્યા કરે છે.) તેવી રીતે જ્ઞાની તથા અજ્ઞાની પુરૂષના ચિત્તમાં ભેદ રહેલ છે. અને ઈચ્છામાં બંન્નેને ભેદ રહેલ છે. કારણ જેવી રીતે ભોજન કામી—અને વિત્ત કામી એ બેમાં ભોજન કામીને (ભોજનની ઈચ્છા વાળાને) તો ભોજન પ્રાપ્ત થવાથી ઇચ્છાની શાન્તી થાય છે. અને વિત્ત કામીને તો તમામ વિશ્વની સંપત્તી પ્રાપ્ત થવા છતાં, તેની શાન્તી પ્રાપ્ત થતી નથી. તેવીજ રીતે જ્ઞાની અને અજ્ઞાનીમાં ભેદ રહેલ છે. અને જ્ઞાનની ઈચ્છા, પરમાર્થ પ્રારબ્ધને લઇને જે થાય છે તે પણ શાન્તીને માટેજ છે. અને વળી બાહ્ય જે પ્રેમ ઉત્પન્ન થાય છે તે પણ આત્માની અપેક્ષાથી થાય છે. તે સ્વતઃ નથી થઈ શકતો ને પુત્રના મિત્રમાં પ્રેમ ઉત્પન્ન થાય છે, તે પુત્ર નિમિત્ત થાય છે. તેવીજ રીતે પુત્રમાં પ્રેમ પીંડના અર્થથી થાય છે. ને પીંડમાં પ્રેમ ઇન્દ્રિયોને અર્થે થાય છે. ને ઇન્દ્રિયોમાં જે પ્રેમ ઉત્પન્ન થાય છે, તે પ્રેમ પ્રાણને અર્થે થાય છે. ને પ્રાણનો પ્રેમ મનના અર્થે થાય છે. ને મનમાં પ્રેમ બુદ્ધીના અર્થે કહી શકાય છે. અને બુદ્ધિમાં જે પ્રેમ થાય છે, તે આત્માને અર્થે થાય છે. આત્માથી અન્ય કોઈ પ્રેમનું આસ્પદ નથી, તેવીજ રીતે ઇશ્વરમાં, ગુરૂમાં, અથવા શાસ્ત્રાદિકમાં જ્યાં જ્યાં પ્રેમ ઉત્પન્ન થાય છે. તે તમામ સ્વાર્થથી બીજામાં પ્રેમ ઉત્પન્ન થાય છે. તેથી સિદ્ધાન્ત આવ્યો, પોતેજ પોતાને પ્રિય છે. તો પોતે પોતાથી અપ્રિય થઇ શકાયજ કેમ? તેથી કરી આત્મા આનંદ સ્વરૂપ છે અને શ્રુતિમાં પણ કહેલું છે કે, અંતરમાં અંતર છે તે પ્રીય છે. ને વિત્તથી પુત્ર. પુત્રથી પીંડ. તેથી ઇન્દ્રિય. ને તેથી પ્રાણ. ને તેથી પ્રિય આત્મા છે. આ પ્રમાણે સર્વ પ્રાણથી સિદ્ધ આત્મા આનંદ સ્વરૂપજ છે, તે જેવો આનંદ છે. તેવીજ રીતે ગુરૂ પ્રસાદથી અનુભવ કરે. ને આનંદ

કેવો છે કે, નિરતિશય, તથા નિરપેક્ષ, અક્ષય, અભય અને દુઃખ સંબંધથી રહિત, તે આનંદ રૂપ આત્મા છે. એ આનંદ પદનો અર્થ સિદ્ધ થયો. હવે ચૈતન્ય રૂપ આત્મા છે તે પ્રક્રિયાનો આરંભ થાય છે ( **प्रकाश स्वरुपेति** ) પ્રકાશ નામ જે જ્ઞાન રૂપ આત્મા છે. તે જ્ઞાન નિરપેક્ષક જ્ઞાન છે, કારણ કે જે સ્વપ્રકાશ રૂપ છે અને મન બુદ્ધિ ઇન્દ્રિયાદિ સર્વ જડ વર્ગ છે તેને ચૈતન્યવત્ કરીને, તેઓને ચલાવે છે. અને સાક્ષી રૂપે રહેલ છે, તેને ચૈતન્ય કહે છે. અને સર્વ ત્રિપુટીઓને પ્રકાશવા વાળો છે. તે હવે ત્રિપુટી કોને કહેવાય, તેના જવાબમાં ધ્યાતા, ધ્યાન, ધ્યેય, જ્ઞાતા, જ્ઞાન, જ્ઞેય, પ્રમાતા, પ્રમાણ, પ્રમેય, અથવા કર્ત્તા, કરણ, ક્રિયા, રૂપ જે ત્રિપુટીઓ છે. અને અધ્યાત્મ, અધિભૂત, અધિદૈવ રૂપ જે ચતુર્દશ ત્રિપુટીઓ છે તેને પ્રકાશવાવાળો એટલે જે જાણવાવાળો છે, તેને ચૈતન્ય કહે છે. અથવા જાગૃતાદિ અવસ્થા અને બાળક લઘુ આદિનો અનુભવ કરે છે, તેને ચૈતન્ય કહે છે. તેજ ચૈતન્ય સૂર્યાદિ જ્યોતિ ગણને પ્રકાશવા વાળું છે, તેજ ચૈતન્યને કોઇ પણ પ્રકાશમાં લાવવા અર્થાત્ જાણવા સમર્થ નથી. આવા પ્રકારના આચાર્યના વાક્યો સાંભળી તૃપ્ત થયેલો શિષ્ય પોતાની નમ્ર વાણીથી આઆાર્ય મહારાજને શંકા તરીકે પ્રશ્ન પૂછે છે? શિષ્ય ઉવાચ—હે. કરૂણા સાગર જ્ઞાનોપદેષ્ટા, આપના મુખની અમૃત વાણીથી એમ વદાયું કે—ચૈતન્યને કોઇ પ્રકાશમાં લાવવા સમર્થ થતું નથી તે યદ્યપિ સાચું છે. છતાં પણ તેમાં કોઇ પ્રમાણ જાણવાની ઈચ્છા ધરાવે તો તે પ્રમાણ આપના મુખથી વદવું જોઈએ. આ પ્રકારથી શિષ્યે પૂછેલા પ્રશ્નનો જવાબ ગુરૂજી આપવા આરંભ કરે છે. આચાર્ય ઉવાચ—હે પરમોત્તમ શિષ્ય-તમોએ જે પ્રશ્ન પૂછયો છે? તેના જવાબમાં આપ પ્રમાણ માગો છો, તે કહું તે એકાગ્રતા વડે કરીને શ્રવણ કરો. તેમાં પ્રથમ પ્રમાણ એ છે કે—

**॥अहं विजानामि विव्यक्त रुपो न चास्ति वेत्ता ममचित् सदाह**

मिति श्रुतेः ) અથવા (वेदाहं समतीतानि) અથવા ॥मांतु वेद न कश्चनेति स्मृतेः॥ આ પ્રમાણે શ્રુતિ સ્મૃતિ સિદ્ધ ચૈતન્ય રૂપ આત્મા સર્વના સાક્ષી રૂપે સ્થિત છે. પરંતુ તેને કોઇ જાણી શકતું નથી, અથવા પ્રકાશી પણ શકતું નથી. તેમાં પ્રમાણ આપે છે કે–(न तद्भासते सूर्य म तद्भासते चंद्रः तारक इति सूत्रं) तथा च स्मृतिरार्थ (न तद्भास यते सूर्योनशशाङ्को न पावकः इति ) જ્યારે સૂર્ય પણ નથી પ્રત્યક્ષ થતા ત્યારે જો તેને અંધકારજ કહી શકીએ તો કેમ? આ પ્રમાણે શંકા થવાથી સમાધાન આપે છે કે (तमसः परस्तादिति) અર્થાત્ અંધકારથી પણ પર છે એથી આપણને સિદ્ધ થયું કે પોતે સ્વપ્રકાશી છે, તેને અંધકાર કહી શકાય નહીં. તેવીજ રીતે મન, બુદ્ધિ, ઇન્દ્રિયો પણ આત્માને નથી જાણી શકતી. કારણ કે એ તમામ જડ રૂપ હોવાથી તે આત્મ પ્રત્યક્ષ નથી કરી શક્તા અને વળી દૃશ્ય પદાર્થ છે. ત્યારે શંકા થઇ કે–મન, બુદ્ધિ, ઇન્દ્રિયો તો પ્રત્યક્ષ ચૈતન્ય રૂપ છે, ને તમો જડ રૂપ શી રીતે કહી. કારણ સુખ, દુઃખ ઇષ્ટ, અનિષ્ટ, ધર્માધર્મ એ તમામ કામના બુદ્ધિથી જ્ઞાન થાય છે. તેવીજ રીતે શ્રોત્ર ઇન્દ્રિયથી શબ્દાદિ વિષયોનું જ્ઞાન થાય છે. તેથી ચૈતન્ય રૂપ છે, જડ રૂપ નથી. અને કેવળ આત્મા તો સુષુપ્તિ અવસ્થામાં મન બુદ્ધિથી રહિત જડવત રહે છે. તેથી મન, બુદ્ધિ ઇન્દ્રિય જડ નથી. આ પ્રમાણે શંકા થવાથી સમાધાન આપે છે. હે શિષ્ય આત્માથી ઈતર (બીજો) તમામ જડ રૂપ છે. કેવળ આત્માજ ચૈતન્ય રૂપ છે. તેમ શ્રુતિમાં કહેલું છે કે–(नविज्ञानेन विज्ञातारं विनीयादिति श्रुतेः) तथाच (यन् मनुषान् मनु तेयेन माहुर्मनो मत्त इति श्रुतेः) આ શ્રુતિનો અર્થ એવો થાય છે કે જેને બુદ્ધિ નથી જાણી શકતી, ને બુદ્ધિને આત્મા જાણી શકે છે. તે મનથી મનન કરવામાં આત્મા નથી આવતો અને મનને આત્મા ..જાણી શકે છે. એથી મન બુદ્ધિ જડ રૂપ છે ત્યારે જડ મન બુદ્ધિ વિષે જ્ઞાન કેવી રીતે ઉત્પન્ન થઈ

શકે. તેના જવાબમાં એકે યદ્યપિ મન બુદ્ધિ ચૈતન્ય માફક પ્રતિત થાય છે પરંતુ તે ચૈતન્ય રૂપ આત્માની ચૈતન્યતા છે. સ્વતઃ મન બુદ્ધિ ચૈતન્ય નથી. જેવી રીતે અગ્નિના સંગથી લોઢું પણ અત્યન્ત તેના જેવું પ્રકાશમાન બને છે પરંતુ સ્વતઃ લોહમાં દાહક તથા પ્રકાશભાવ નથી અથવા જેવી રીતે ચમક પથરાની સાનિધ્ય રાખવાથી અય ચંચળ થાય છે, ને તે સિવાય નથી થઈ શકતું. તેવીજ રીતે ચૈતન્ય રૂપ આત્માના સાનિધ્યપણાથી મન, બુદ્ધિ, ઇન્દ્રિયો પણ ચૈતન્યવત્ ભાસે છે પરંતુ તે પોતે ચૈતન્ય રૂપ નથી. તેમ ઉપરોક્ત દૃષ્ટાન્તથી સિદ્ધ થયું. વળી શંકા થાય છે કે જ્યારે ચૈતન્યના સાન્નિધ્યથી જડ રૂપ જે મન બુદ્ધયાદિ ચૈતન્યવત્ જણાય છે. ત્યારે ઘટ, પટ શરીરાદિથી ચૈતન્ય આત્માનો સાનિધ્ય ભાવ છે. તો તેમાં જ્ઞાન વ્યવહાર કેમ નથી થઈ શકતો. તેનું સમાધાન તરીકે ઉત્તર આપે છે કે ત્યાં આગળ ઉપાધિનો ભેદ છે. જેવી રીતે એક સૂર્ય સર્વ લોકમાં સરખો પ્રકાશે છે તથાપિ ચશ્માં રૂપ જે સ્વચ્છ ઉપાધિ છે તેમાં સૂર્યનું પ્રતિબિમ્બ પડ્યાથી અગ્નિ ઉત્પન્ન થાય છે અન્યથા પાત્રમાં નથી સંભવતો. તેવીજ રીતે એક ચૈતન્ય યદ્યપિ સર્વમાં સરખો પ્રકાશ આપે છે. તથાપિ બુદ્ધિ સત્વ ગુણી હોવાથી સ્વચ્છ છે, તેમાં ચૈતન્યનું વિશેષ રૂપ પ્રતિબિમ્બ પડે છે બીજામાં નથી સંભવતું. કારણ કે ઘટપટાદિ તમામ તમોગુણના કાર્ય રૂપ છે. તેથી આભાસ ગૃહણ કરવા યોગ્ય નથી. તેથી બુદ્ધિમાં સામાન્ય રૂપ અને વિશેષ રૂપ એ બે પ્રકારથી ચૈતન્યનો પ્રકાશ થાય છે. તેમાં પ્રમાણ આપે છે કે—(विज्ञानेन प्रकाशंद्विवा इति वचनात्) તથા चस्मृतिरार्थ (सर्वस्यचाहं हृदिसन्निः विष्टो मत्तः स्मृति ज्ञान इति स्मृतिः ) कूटस्य भासितो देहो धीस्य जीवेन भास्यते ) જે બુદ્ધિમાં દ્વિવિધ પ્રકાશ છે. એજ રીતે બુદ્ધિ જ્ઞાનનો વ્યવહાર છે અને ચૈતન્યવત્ પ્રતીતી પણ થાય છે. તે બુદ્ધિનો મનથી અને પ્રાણથી ઇન્દ્રિ-

યાદિ સંબંધ હોવાથી સર્વ જડ વર્ગ પણ ચૈતન્યવત્ હોઈ પ્રતીત્ થાય છે. જેવી રીતે અગ્નિના સંયોગથી મૃતિકા પાત્ર ઉષ્ણ થાય છે, ને તેમાં રહેલું જળ પણ ઉપાધિ ભેદથી ઉષ્ણ થાય છે અને તે જળથી અન્ન પણ ઉષ્ણ થઈને હસ્ત દાઝે છે તેમ તમામ ઉષ્ણતા અગ્નિની છે. તેવીજ રીતે મન, બુદ્ધિ, ઇન્દ્રિયોમાં જે જ્ઞાન શક્તિ છે તે ચૈતન્ય રૂપ આત્માનીજ છે. ને સ્વતઃ તો જડ રૂપ છે અને ઇન્દ્રિયોથી શબ્દાદિ વિષયોનું જ્ઞાન થાય છે, તે પણ મનના સંયોગ વડે કરીને થાય છે. કારણ મન સિવાય કેવળ શ્રોતાદિ ઇન્દ્રિયોથી જ્ઞાન નથી થઇ શકતું. મનના સંયોગથીજ પ્રાપ્તિ રૂપ છે ને મનનો આત્માની સાથે સંબંધ છે. એ પ્રક્રિયા વૃત્તિ પ્રભાકરના પ્રથમ પ્રકાશમાં નિશ્ચલ દાસજીએ વિસ્તારથી દર્શાવેલી છે. એથી એ જે ચૈતન્ય રૂપ આત્મા છે એ અર્થ સિદ્ધ થયો. તેજ આત્મા સર્વ સૂર્યાદિ જ્યોતિ ગણાદિ સર્વ વિશ્વને પ્રકાશે છે તેમાં પ્રમાણ આપે છે કે—**योसावा दित्ये पुरुषः सो साहः मिति श्रुतेः (यथा प्रकाश्यते मेकं देह मेन तथा जग दिति.** ) એવી રીતે સર્વનો પ્રકાશક તથા તમામથી અસંગ છે. કારણ કોઈની સાથે આત્માનો સંબંધ નથી. સંબંધ ત્રણ પ્રકારના છે. એક સંયોગ, સમવાય, તાદાત્મ્ય સમ્બંધ આ પ્રમાણે ત્રણે સમ્બંધ આત્મામાં સંભવતા નથી. કારણ કે તે આત્મા નિરવય અને પૂર્ણ છે. અહીં અસંગની પ્રક્રીયા સમ્પૂર્ણ આગળ પ્રતિપાદન કરશે. તેથી અસંગ રૂપથી સર્વ પ્રકાશક છે. આ પ્રમાણે ચૈતન્યની પ્રક્રીયામાં ચૈતન્ય રૂપ આત્મા છે, એ પ્રમાણે સિદ્ધાન્ત આવ્યો. તે ચૈતન્ય રૂપ આત્મા છે તેમ સિદ્ધ થયું. હવે સત્સ્વરૂપ આત્મા છે, તેમ પ્રતિપાદન કરે છે. **निरस्त प्रपञ्चेति.** ) બ્રહ્માદિ સ્તંભ પર્યન્ત જે કાંઈ ભૂત, ભૌતિક, સ્થાવર જંગમાત્મક જે જગત્ છે તેને પ્રપંચ કહે છે તે આત્મા વિષે નિરસ્ત છે. અર્થાત્ સત્તા રહિત છે. કેવળ તે કથન માત્ર છે તેથી મિથ્યા છે. જેવી શશલા ને શ્રૃંગ અને **खं पुष्प** અથવા વંધ્યા પુત્ર

કથન માત્ર છે, તેવીજ રીતે આ આત્મા વિષે જગત છે. (**वाचारंभणे विकारो नामध्येयं वंध्या पुत्र वचने मितिश्चेद स्त्वियं जगदिति**) અથવા

**नास्ति नास्ति जगत्सर्वं गुरु शिष्यादिकं नहि ॥**

**सच्चिदानन्द मात्रोह मनुत्पन्न मिदं जगद् इति श्रुतेः॥३०॥**

तथाच स्मृति रपि (न रुपमस्येह तथो पलभ्य ते नांतो वचादि र्नचसंप्रतिष्टा अश्वत्थ मेनेति. ) આ પ્રમાણે શ્રુતિ સ્મૃતિ અને વિદ્વાનોના અનુભવ સિદ્ધ જગત સર્વ નિરસ્ત છે. અર્થાત્ કલ્પિત છે. આ પ્રમાણે ગુરૂજીના મુખથી શ્રવણ કરતો જે શિષ્ય તેને શંકા થવાથી આચાર્ય પાસે નિષ્કપટ ભાવથી શંકા કરે છે. શિષ્ય ઉવાચ—હે! પરમાત્મન્ આપે કહ્યું કે જગત સર્વ નિરસ્ત છે, અર્થાત્ કલ્પિત માત્ર છે. અને વળી તે થયું પણ નથી. તેમ કીધું ત્યારે તો તે જગત્ અજાત કહેવાયું. તો પછી જે અજાત છે, અર્થાત્ જેની ઉત્પત્તિ પણ નથી, તો તે પ્રત્યક્ષ ભાસિ છે. કેમકે તે અજાતવાદ સિદ્ધ થવાથી ભાસવું પણ ન જોઇએ, તો આ પ્રશ્નનો ઉત્તર કૃપાળુ હોઈ મારા પ્રેયાર્થે કથન કરો—આ પ્રમાણે શિષ્યના પૂછેલા પ્રશ્નનો જવાબ ગુરૂ મુખથી દર્શાવાય છે, તે શ્રોતા જનો શ્રવણ કરીને આત્માને સંતોષ દાયક થશે.

આચાર્ય ઉવાચ—હે શિષ્ય જે અજાતવાદથી નહીં માનતા હો તે વિવર્તવાદથી માને, જેવી રીતે રજ્જુ (દોરડી)માં અજ્ઞાનથી સર્પની ભ્રાન્તિ થાય છે અને સુક્તિ (છીપ)માં રજત (રૂપું)ની ભ્રાંન્તિ થાય છે, અને સ્થાણુમાં પુરૂષનો ભાસ થાય છે તેવીજ રીતે આત્મા વિષે જગત્ છે. તેવીજ રીતે ગુરૂ શિષ્યાદિ પણ કલ્પિત છે. જેવી રીતે સ્વપ્નનો રોગ તથા સ્વપ્નનો વૈદ્ય અથવા સ્વપ્નમાં સર્પ દંશ તે માત્ર કલ્પિત છે સાચું નથી. તેવીજ રીતે આ સંસારમાં દુઃખ અને ગુરૂ શિષ્યાદિક માત્ર કલ્પિત છે, માટે જગત તમામ પ્રતીતિ માત્ર છે, અર્થાત્ જ્ઞાન સત્તા માત્ર છે. આદિ અંતમાં

નથી. ત્યારે ઉપરોક્ત ઉદાહરણોથી એક શંકા ઉત્પન્ન થાય છે, તે કેવી રીતે કે—જ્યારે તે રજ્જુ (દોરડી) છે તેવું ભાન થયું અને સ્વપ્નમાં થયેલી ઉપાધિ પણ જાગૃત અવસ્થામાં નથી પ્રત્યક્ષ થતી, તેવીજ રીતે આત્મા તત્વનું જ્ઞાન થયા પછી, પણ જગતતો જેવું છે તેવુંજ ભાસે છે. તો તે અમારાથી ખોટું શી રીતે કહી શકાય. ત્યારે સમાધાન આપે છે કે—હે શિષ્ય ફક્ત બે નેત્રો વિષેજ સંસાર દૃષ્ટી ગોચર થાય છે, તેથી દૃષ્ટીના વિવાદના અંગિકારક, જેવી રીતે દર્પણમાં સ્વમુખાર્વિન્દ પ્રત્યક્ષ માત્ર આભાસ આપે છે તેવીજ રીતે અત્રે જગત પણ દૃષ્ટી માત્રજ છે. જો તમે એમ કહેતા હો કે, જગત દૃષ્ટી માત્ર પણ નથી, તે જ્યારે અધ્યાત્મ દૃષ્ટીથી પ્રેક્ષણ કરસો, ત્યારે જગત્પ્રતિબિમ્બ પ્રત્યક્ષ દ્રષ્ટીમાં થશેજ નહીં, અર્થાત્ જગત સર્વ પર બ્રહ્મ રૂપજ છે. અન્ય છે નહીં. તેમાં પ્રમાણ આપે છે કે—**यथानतो (यतोभिन्ना स्तरंगाफेन बुद्बुदाः आत्मनोन तथा भिन्नं विश्व मात्मा विनिर्गत मिति )** અને ગીતાજીમાં કહેલું છે કે—**मत्तः परतरं नान्य त्किं चिंदस्ति धनं जय )** આ પ્રમાણોથી આત્મા વિષે જગત મિથ્યા ભાસે છે અને તેનો અધિષ્ઠાન રૂપ આત્માજ સત્ય છે. અર્થાત્ આત્માજ ત્રણ કાળ. અબાધક સ્વરૂપ છે, અને આત્માનો નાશ સ્વતઃ વા અન્યથી વા અજ્ઞાનથી કોઇ ઉપાયથી નથી થઇ શકતો અને આત્માનો નાશ થાય છે, તેવો અનુભવ કરવા વાળો પણ કોઇ સિદ્ધ નથી થતો, તેથી આત્મા સત્ય રૂપ છે. તેમ નિરસ્ત પ્રપંચાવાદનો અર્થ સિદ્ધ થયો. અને બીજો અર્થ એવો થાય છે કે, જે આત્મા નિરસ્ત પ્રપંચ છે અર્થાત્ નિર્લેપ છે. જેવી રીતે આકાશમાં વિકારો સ્પર્શ નથી કરી શકતા તેવીજ રીતે ભૂત ભૌતિક જે સાંસારિક પ્રપંચો તે આત્માને સ્પર્શ કરી શક્તા નથી. તેથી તે નિરસ્ત પ્રપંચી કહેવાય છે. આ પ્રમાણે કહેવાથી કરીને આત્માનું સત્સ્વરૂપ દર્શાવ્યું. એવી રીતે આનંદ પ્રકાશ, અને નિરસ્ત પ્રપંચી આત્માનું પ્રતિપાદન કર

વાથી સત્ ચિત્ અને આનંદ સ્વરૂપ આત્મા છે તેનો સિદ્ધાન્ત આવ્યો. હવે આત્મા એક દેશી છે કે સર્વ વ્યાપી છે, તે શંકા ઉત્પન્ન થવાથી તેનું સમાધાન કરે છે, કે परिच्छेद शून्य मिति ) તે પરિચ્છેદ નામ દેશ પરિચ્છેદ, કાલ પરિચ્છેદ, તથા વસ્તુ પરિચ્છેદથી આત્મા શૂન્ય છે. અર્થાત્ રહિત છે. કારણ આજે ત્રણ પરિચ્છેદો કહ્યા તે સાવયવ વસ્તુમાં સંભવે છે પરંતુ નિરવયવ સંભવતા નથી, તો આત્મા ઉપરોક્ત કેણીના અનુસારે નિરવય છે. તેથી સર્વ દેશમાં પરિપૂર્ણ છે. તેવું પ્રમાણ શ્રુતિ દ્વારા વૃદ્ધ મુનીઓએ દર્શાવેલું છે જેવી રીતે કે ।अधः पूर्णः ऊर्ध्वं पूर्णः मध्य पूर्ण इति श्रुतेः એ પ્રમાણે ઉપર નીચે અને મધ્ય ભાગમાં પરિપૂર્ણ ગણાયાથી તે આત્મામાં દેશ ભેદ અર્થાત્ એક દેશી પણ અસંભવિત છે. હવે જે દેશથી પરિચ્છેદ નથી સંભવતો તે કાળથી શી રીતે સંભવે, અને દેશ કાળથી પરિચ્છેદ ન ગણાતો હોય તો વસ્તુથી પરિચ્છેદ તો તદ્દન અસંભિત છે. એથી કરી ત્રણે પરિચ્છેદોથી શૂન્ય આત્મા છે, તે સિદ્ધાન્ત આવ્યો. અને કાળપરિચ્છેદથી શૂન્ય તેમાં પ્રમાણ ( यद्दष्टंतन्नष्ट मिति श्रुते ) અર્થ એ કે જે ચક્ષુ ઇન્દ્રિયથી પ્રત્યક્ષ થાય છે, તે તમામ નષ્ટ થવા વાળું છે. તો સિદ્ધાન્તમાં તે આત્મા દૃશ્ય પદાર્થ નથી. જેથી તેનો નાશ સંભવતો નથી તે શ્રુતિમાં પણ ( अशीर्यौन शीर्यते) અર્થાત્ જે સાવયવ વસ્તુ તેજ નાશ પરિણામી છે.પરંતુ નિરવયવ વસ્તુનો નાસ નથી, તેનો અવિનાશીજ કહી શકાય તેમાં પ્રમાણ એ કે ( साकार मनृतं विद्धिः निराकार स्तुनिश्चल मिति ) અને ગીતાજીમાં नासतो विद्यते भावो ना भावो विद्यते क्वचित्) તથાચ-(नजायते म्रीयते वाकदाचि न्नायं मूत्वा भविता न मूय इति) આ પ્રમાણે શ્રુતિ તથા સ્મૃતિ દ્વારા અનેક સિદ્ધાન્તો, આત્મ કાલ પરિચ્છેદથી રહિત અને વસ્તુ પરિચ્છેદથી રહિત છે. તેમાં પ્રમાણ આપે છે. एकोदेवः सर्व मूतेषु गूढः सर्व व्यापि सर्व मूतान्तरात्मा. कर्माध्यक्षा

त्सर्व भूतादि वासः साक्षी चेता केवलो निर्गुणश्चेति॥ (तथा चश्रुति)

**कालभेदं वस्तुभेदं देशभेदं स्वभेदकः**
**किंचिद्भेदं न तस्याऽस्ति किंचिद्वापि न विद्यते ॥३१॥**

આ પ્રમાણે દેશ કાળ વસ્તુ પરિચ્છેદથી રહિત આત્મા છે, એ અર્થ સિદ્ધ થયો. તે આત્મા બ્રહ્મ રૂપ છે. તેને પ્રત્યક્ષ કર. આ પ્રમાણે ગુરૂના સ્વમુખારવિંદથી પતિત થયેલા પરોપકારી વાક્યોનો પ્રહાર શિષ્યના જ્ઞાનિ અન્તકરણમાં પ્રવેશ થવાથી, તે શિષ્ય શંકા યુક્ત થઈ ધારેલી ધારણા સફળ કરવાના બહાનાથી ગુરૂ પ્રત્યે કહેતો હવો.

શિષ્ય ઉવાચ—હે. મૂઢાન્ધતમ દિવાકર ! આપના કથેલા વાક્યોમાં આત્માને બ્રહ્મરૂપ દર્શાવ્યો. તે આત્માને બ્રહ્મ રૂપ ઇન્દ્રિયોથી, વા મન બુદ્ધિથી, અથવા તો વાણીથી, અને તે પણ પરોક્ષ,વા અપરોક્ષથી જાણવો. તે અમોને શંકા થવાથી આપની સમક્ષ સમાધાનની યાચના કરીએ છીએ. આવી રીતની શંકાની કેણી સાંભળ્યાથી પ્રસન્ન વદનીય એવા ગુરૂથી સમાધાનનો આરંભ કરાય છે. આચાર્ય ઉવાચ—હે છાત્ર ! તારા અન્તઃકરણની ઉર્મિયોથી, મારો આત્મા અત્યન્ત શાન્ત થયો છે. અને સાથે તારી પૂછેલી શંકાનું સમાધાન કરીશ, તે તું અધિકારી હોઇ એકાગ્ર ચિત્ત વડે શ્રવણ કર. તે વાત શ્લોકમાંજ કહેલી છે કે (अहं ब्रह्म वृत्यैक गम्यं तुरीयं) અર્થ એ છે કે—અહં બ્રહ્માસ્મિ રૂપથી તે આત્માને અપરોક્ષ રીતે પ્રત્યક્ષ કરવો. અને એક વૃત્તિ ગમ્ય છે, તેમ ચોક્કસ કરવું. કારણકે તે આત્મા પ્રત્યક્ષાદિ છ પ્રમાણ ગમ્ય નથી, તેમજ મન વાણીથી તથા ઇન્દ્રિયથી તથા ફલ વ્યાપ્તિ વૃત્તિથી ગમ્ય છે નહીં. તે ફક્ત એક વૃત્તી ગમ્ય હોવાથી, ઉપરોક્ત અન્ય વૃત્તી ગમ્ય નથી. જેવી રીતે કોઈ એક લોઢાનું કોડીયું મૃતીકાના પાત્ર નીચે ઢાંકયું હોય, તો તે પાત્રને ફોડી નાખવાથી પણ દીપક (દીવા) વિના લોહ પાત્રનું જ્ઞાન નથી

થતું. પરંતુ મણીમૃત પાત્રથી આચ્છાદિત હોય; તેને ફોડી નાંખ્યાથી મણી પ્રત્યક્ષમાં દીવાની જરૂર હોતી નથી. અથવા જેવી રીતે અંધારામાં સૂક્ષ્મ વસ્તુનું પ્રત્યક્ષ કરવામાં ચક્ષુ તથા દીપક એ વસ્તુ જોઇએ. અને સૂર્ય પ્રત્યક્ષમાં ફક્ત નેત્રજ જોઈએ છીએ તેવીજ રીતે જડ પદાર્થને પ્રત્યક્ષ કરવામાં ફલ અને વૃત્તી બન્નેની અપેક્ષા રહે છે. પરંતુ ચૈતન્ય રૂપ આત્માને જાણવામાં ફક્ત એક વૃત્તી હોય તોજ તે ચૈતન્ય પ્રત્યક્ષ થઈ શકે. તે વૃત્તી પણ બે પ્રકારની હોય છે. પહેલી વ્યવહારીક વૃત્તી અને બીજી સંસ્કારીક વૃત્તી તેમાં વ્યવહારીક વૃત્તી કે જે દુઃખ સુખનું ચિંતવન કરવા વાળી છે. તેને ગમ્ય આત્મ ચૈતન્ય નથી, પરંતુ જે સંસ્કારિકી વૃત્તી અર્થાત્ શ્રવણ, મનનાદિ સંસ્કારો સહિત જે વૃતિ છે, તેનેજ આત્મ ચૈતન્ય પ્રત્યક્ષ થાય છે. તેમાં પણ **સૂક્ષ્મ અપ્રતિબદ્ધ પ્રત્યેક** તથા **નિર્મલ** એ ચાર લક્ષણવાળી વૃત્તીઓ છે. એવીજ એક ચરમા વૃત્તિ છે. તે વૃત્તીમાં ગુરૂ કરૂણાથી અહં બ્રહ્માસ્મિ એવું જ્ઞાનોદય થાય છે, આ પ્રમાણે સિદ્ધાન્ત આવતાં એક શંકા થાય છે કે વૃત્તી તો બ્રહ્મ સ્વરૂપથી ભિન્ન છે. અર્થાત્ અવિદ્યાનું કાર્ય રૂપ છે. અને વળી અનાત્મા તથા દ્રશ્ય રૂપ છે. તે વૃત્તિમાં અહં બ્રહ્મ એવું જ્ઞાન શી રીતે થાય? આ પ્રમાણે જેનો સંભવ નથી, અને વૃત્તીનો વિષય બ્રહ્મ માનશો તો જેવી રીતે વૃત્તી દ્રશ્ય છે, તે પ્રમાણે બ્રહ્મ પણ દ્રશ્ય પદાર્થ થશે. અને તેમ થવાથી બહુજ અનર્થ ઉદ્ભવશે. અને કૂટસ્થમાં તો જ્ઞાનનો સંભવજ નથી અને કદાચિત્ત હઠ યોગથી માનશો, તો કૂટસ્થ વિકારી થશે. માટે ઉભય પક્ષથી એ અહં બ્રહ્માસ્મિનું જ્ઞાન સંભવતું નથી. માટેજ આ પ્રમાણે માનવુંજ યોગ્ય ગણાશે કે જે આત્માનું અધિષ્ઠાન રૂપ બ્રહ્મ છે, તે પરોક્ષ જ્ઞાન વૃત્તીમાં સંભવિત છે? તેજ અહં રૂપથી ચીન્તવન કરે તો, દેહનો ત્યાગ થયાથી બ્રહ્મ પદને પ્રાપ્ત થાય છે. અને ગીતાજીમાં કહેલું છે કે—

**ॐ मित्येकाक्षरं ब्रह्म व्याहरन्मा मनुस्मरन् ॥**
**यःप्रयाति त्यजं देहं सयाति परमा गतिम् ॥३२॥**

આ પ્રમાણે પરમ પૂજ્ય ભગવાનના કથનથી સિદ્ધ થાય છે કે ૐ ઇતિ એકાક્ષર બ્રહ્મ છે. તેને બ્રહ્મ રૂપ જાણીને નિરંતર ઉચ્ચારણ (ચિન્તવન) કરે તે દેહની ઇતિમાં પરમ ગતીને પ્રાપ્ત થાય છે. તેથી સિદ્ધાન્તમાં આવ્યું કે જે બ્રહ્મ પરોક્ષ છે. અર્થાત્ આપણાથી ભિન્ન છે, તેનું અહં બ્રહ્મ એવું સત્ જ્ઞાન સંભવે નહી. તે શંકા તો ઉભીજ રહી. તે સમાધાનમાં કહે છે કે: જે આપણાથી ભિન્ન બ્રહ્મને જાણે છે. તે મહા મૂઢો (અજ્ઞાનિજનો)નો રાજા હોય છે. અને તે અધિકારિ મુમુક્ષુ જનોને પ્રત્યક્ષ કરવા યોગ્ય નથી. અર્થાત્ તે દર્શનને પાત્ર નથી. કારણ કે તેનો ઇશ્વરનો ચોર કહી શકાય: તેમજ આત્માનો હંતા (હણનાર) કહેવાય: અને ઇશ્વરનો ચોર થયાથી, તેના ઇશ્વર દંડ કરે છે. તે કેવો દંડ કે જે ઘોર રૌરવાદિ નરકો છે, તેમાં તે પુરૂષ કોટી કલ્પ પર્યન્ત. તત્ (તે) નરકોના અનેક દુઃખો ભોગવે છે. કારણ મહાન પાપનો દંડ પણ મોટોજ હોય છે. તો તે પુરૂષ તો મહા પાપી કહેવાય, કે જે આત્મઘાતી, નામ આત્મ હત્યારો છે. તેથી તે ગુરૂ તથા ઇશ્વરનો દ્રોહી થયો, કારણ કે જે આત્મામાં, અને બ્રહ્મમાં ભેદ કલ્પના કરવા વાળો છે. તેતો અવશ્ય દુઃખ ભોગીજ થવાને લાયક છે. અને તેમાં શ્રુતિ પણ કહે છે કે ( **अहं ब्रह्म नजानाति धिकृतं पुरुष कीटकम्.**) તથા **देहात्म बुद्धिजं पापं नतद्गो वध कोटिभिः** વળી **॥भेद दर्शन मास्थाय मुक्ति मिच्छन्ति येनराः॥ ते महा घोर संसारे पतन्ति हिन संशयः** બીજા પણ પ્રમાણો મળી આવે છે **य अद्वितीय ब्रह्मतत्वं नजानन्ति यदा तदा भ्रान्ता एवाखिला स्तेषां क्वमुक्ति क्वेहवा सुख मिति) मृत्योस मृत्यु माप्नोति इहनाने पश्यती॥ स्वल्प मप्यन्तरं कृत्वा जीवात्म परमामनो यःसंतिष्टति**

मूढात्मा भयं तस्यापि भासितं इति श्रुतेः તથા ચ नायंलोकोस्ति नपरो नसुखं संशयात्मनः અને मोघाशामोघ कर्म्माणो मोघ ज्ञाना विचेतसः) ઇત્યાદિ અનેક શ્રુતિ સ્મૃતિઓના વિવચે ન કરેલા પ્રમાણોનો તિરસ્કાર કરી પોતાના આત્મા થકી અન્ય બ્રહ્મ માને છે, તે દેવોના પશુ છે. તેમ યમસ્થાનમાં યમ રાજાએ નિચકેતુને પણ કહેલું છે કે—જે આત્મ બ્રહ્મમાં ભેદ બુદ્ધિની કલ્પના કરવી તે ભય તથા દુઃખનો હેતુ છે. તેની રીતે યમરાજા પોતાના દૂતો પ્રત્યે કહ્યું છે. જો હું જીવોને દંડ ન કરૂ અને તમે પણ ન કરો તો, તે જીવ કેવળ બ્રહ્મ સ્વરૂપને જાણ્યા સિવાય ઉપરોક્ત અવસ્થાને પ્રાપ્ત થાય છે. તેથી કરી યમ રાજા તેના કર્તવ્ય ઉપર ધ્યાન દઈને તેને દંડ આપે છે. અને જે બ્રહ્મને જાણવાવાળા પુરૂષો છે. તેને તો યમરાજા કોઇ જાતનો દંડ આપવાને સમર્થ નથી. તથા તે બ્રહ્મ વેત્તા પુરૂષોને વંદન કરવા યોગ્ય છે. અને પારાશર રૂષિએ પણ મૈત્રેયિને કહેલું છે કે, હે! મૈત્રેયિ ઋષભદેવ ભગવાને નિંદારવ રાજાને દશ હજાર વર્ષ સૂધી બ્રહ્મ વિદ્યાનો ઉપદેશ કર્યો, છતાં પણ પૂર્વના કૃત પ્રાયશ્ચિત્તોથી, તે રાજાને અહં બ્રહ્માસ્મિ પદનો સાક્ષાત અનુભવ ન થયો. પછી તે રાજાને એક વખત બીજી અવસ્થા (સ્વપ્નાવસ્થા)માં યમ પુરી પ્રત્યક્ષ થઈ. ત્યારે યમ રાજાએ તેને પૂછ્યું.

યમ રાજો વાચ—હે મૃત્યુ લોકસ્થ જીવ! તું કોણ છું? અને શાથી મારી પાસે તારૂ આગમન થયું છે. આ પ્રમાણે યમ રાજાએ તેને પૂછવાથી તે ઉત્તર આપે છે. રાજો વાચ—હે, યમ રાજા તે બાબત શા માટે તમો મને પૂછતા હશો, તે જાણ્યા સિવાય આપે પૂછેલા પ્રશ્નનો ઉત્તર દેવા અસમર્થ છું. ત્યારે યમ કહે છે.

યમ રાજો વાચ—હે જીવ જેટલા જ્ઞાનથી હીન જીવો છે, તેના કર્મોનો હિસાબ મારી પાસે રહેતો હોવાથી, તને તે બાબત પૂછવામાં

આવી છે, અને તે હિસાબ જાણ્યાથી. તત્તદ્ નર્કનો દંડ તેને મારા થકી કરવો પડે છે. તેથી તું મને કહી દે કે તું કોણ જીવ છું? તથા શા કર્મ ઉપર તેં તારૂં જીવન વ્યતિત કરેલું છે. (આ પ્રમાણે યમના વચન સાંભળી રાજા જવાબ આપે છે) રાજો વાચ—સ્વગતમ્(મનમાં) જો હું તેને જીવ છું એમ કહીશ, તે આપણને નર્કાધિકારી બનાવશે, તો હવે હું શું કહું, કે જેથી મને નરકની પ્રાપ્તી ન થાય. આ પ્રમાણે વિચાર કરતાં યાદ આવ્યું. કે જે ઋષભદેવ મને વારંવાર કહેતા હતા; કે તું જીવનથી બ્રહ્મ છું. અને તું બ્રહ્મ છે, એવા આભાસથી તારા કર્મો તમામ નષ્ટ થઇ જશે. આ પ્રમાણે ઋષભદેવે કહેલા વાક્યોજ મને અત્યારે યમ પાશમાંથી મુક્ત કરાવશે, અને તે સિવાય આપાશમાં મુક્ત થઈ શકાય તેવું એક પણ સાધન નથી. ( આ પ્રમાણે મનનો વિચાર યમરાજાને જવાબ આપે છે) હે યમ રાજા હું સચ્ચિદાનંદ સર્વ વ્યાપી અખંડ બ્રહ્મ સ્વરૂપ છું. ) (એવી રીતના વાક્યો શ્રવણ કરતા ધર્મરાજે કહ્યું કે—

ધર્મ રાજો વાચ—હે સચ્ચિદાનન્દ સ્વરૂપ આપે બ્રહ્મ વિદ્યાનો ઉપદેશ કયાંથી પ્રાપ્ત કર્યો તે અમને કહો. (ત્યારે તે રાજા કહે છે.)

રાજો વાચ—હે ધર્મરાજ. મને બ્રહ્મ વિદ્યાનો જે ઉપદેશ થયેલો છે. તે ફક્ત ઋષભદેવની કૃપાથીજ પ્રાપ્ત થયો, તેમ હું માનું છું. અને તે મારા પરમ પૂજ્ય ગુરૂ તરીકે ઉપદેશક બનેલા હતા.

( આવી રીતે ગુરૂનું શ્રવણ થતાં રાજા ધર્મ નમસ્કાર કરીને પ્રાર્થના કરવા લાગ્યા. )

ધર્મ રાજો વાચ—હે મુક્ત બ્રહ્મ આપ મારા દંડને લાયક નથી. કારણ તમે તો મારા ઇષ્ટ ગુરૂ કહેવાઓ છો, માટે હું તમોને શાસન (દંડ) દેવાને લાયક નથી. (આ પ્રમાણે ધર્મ રાજાના આ વચનો સાંભળી નિંદારવ નામનો રાજા ઋષભદેવની સ્તુતી કરે છે). સ્તુતીની શરૂ-આતમાં જે-ઉપરોક્ત અવસ્થાથી મુક્ત થયો (જાગૃત થયો,) તે પછી

ઉઠીને તુરતજ પોતાના ઈષ્ટ ગુરૂ ઋષભદેવ પાસે ગયો. અને ત્યાંજ ઈ સ્વપ્નાવસ્થામાં બનેલી હકીકત પરમ પુરૂષ ઋષભદેવજી પાસે કથન કરી. અને ત્યાર પછી તે રાજા પુનઃ ગુરૂ પાસેથી બ્રહ્મ વિદ્યાનો ઉપદેશ કરી "અહં બ્રહ્માસ્મિ" પદને પ્રાપ્ત થયો, ત્યારે તે રાજા જીવતાંજ મોક્ષનો અનુભવી થયો. આવી રીતે શ્રુતિ, સ્મૃતિ, અને વિદ્વાનોના પ્રમાણોથી સિદ્ધ થાય છે. ભેદ બુદ્ધિનું નિરાકરણ કરીને અહં બ્રહ્મનું પ્રતિપાદન યુક્ત જ્ઞાન થવું, તે ઐહિક જન્મનું સાફલ્ય છે. અને જેને અહં બ્રહ્મ પદનું જ્ઞાન અચલ નિશ્ચય રૂપ પ્રાપ્ત થયું, તેને દેવ લોકો પણ મળવા આવે છે. તેમાં પ્રમાણ કે (तस्य देवा अशन्वशे) અર્થ એ કે દેવ નામ પરમાત્મ રૂપ જે ઇશ્વર તે પોતાનું નિજ પદ તેને આપે છે. અને તેને યથા સમયે આધિન પણ રહે છે, વળી તેને દેવ લોકોનો દંડ પણ પ્રાપ્ત થતો નથી. એ કારણને લઈને અહં બ્રહ્મ એવું અપરોક્ષ જ્ઞાન પ્રાપ્ત થવાથી, જન્મ મરણથી રહિત આત્મા મુક્ત દશાને પ્રાપ્ત થાય છે. અને પરોક્ષ જ્ઞાન, કોઇ પણ પ્રકારથી અનામય પદની, પ્રાપ્તી કોટી યુગમાં કરાવી શકતું નથી. અને તે નહી પ્રાપ્ત થવાથી સુખ પણ સંભવતું નથી, તેથી કરી સિદ્ધાન્ત આવ્યો કે અહં બ્રહ્માસ્મિ એવું જે જ્ઞાન પ્રાપ્ત થાય છે, તેજ મોક્ષનો હેતુ છે. અન્ય જ્ઞાન કોઇ પણ મોક્ષના હેતુ થવામાં સમર્થ થઇ શકતા નથી. અને પૂર્વમાં કહ્યું કે જે વૃત્તિ તો બ્રહ્મથી ભિન્ન છે, તેમાં હું બ્રહ્મ છું, એવું જ્ઞાન સંભવતું નથી. તે અહીં પણ સત્ય શંકાજ છે. તો હવે તેના નિરાકરણમાં બાધ્ય સામાનાધિકરણ ભાવથી વૃત્તીમાં अहं ब्रह्म पद નું જ્ઞાન સંભવે છે, તેથી વૃત્તિનો વિષય પણ બ્રહ્મ નથી, એવું સિદ્ધ થયું. કારણ કે દર્પણમાં સ્વમુખારવિંદ પ્રત્યક્ષ થવાથી ચક્ષુ ચક્ષુને સ્વતઃ દેખે છે, પરંતુ ચક્ષુ સ્વતઃ પોતાનું ભાન કરવામાં દર્પણ સિવાય કરી શક્તી નથી. અને સ્વચ્છ દર્પણ કે જે મેલ ઇત્યાદિ ઉપાધિઓથી રહિત છે, તે દર્પણમાં પોતે પોતાને સ્વતઃ પ્રત્યક્ષ કરી

શકે છે. તેવીજ રીતે સ્વચ્છ જે ઉપરોક્ત ચાર લક્ષણોયુક્ત વૃત્તિ છે, તે વૃત્તિ રૂપ ઉપાધિથી આત્મા પોતે પોતાનેજ જોઈ શકે છે. જેવી રીતે ચક્ષુ રૂપ ઉપાધિથી, સૂર્ય પોતેજ જોઈ શકે છે. તેવીજ રીતે વૃત્તિ રૂપ ઉપાધિથી, પોતાનો આત્મા પોતાને પ્રત્યક્ષ દેખી શકે છે. તે વાત ઉપરોક્ત દૃષ્ટાન્તાનુસાર વિવાદ રહિત થાય છે. તેથી વૃતિનો વિષય પણ બ્રહ્મ નહીં, તેમજ કૂટસ્થમાં વિકારનો સંભવ નથી. એથી નિર્દોષ અહં બ્રહ્મ એ જ્ઞાન અપરોક્ષાનુ ભૂતીથી સિદ્ધ થાય છે. અને ગીતાના વાક્યથી, પરોક્ષ અને દેહ ત્યાગથી મોક્ષ કહ્યો, તે યદ્યપિ સત્ય છે. તથાપિ તેમાં વ્યવસ્થાનો ભેદ છે, અને તે પ્રસંગ ઉપાસનાનો છે. જ્ઞાનનો નથી. જેને બ્રહ્મનું જ્ઞાન કોઈ પ્રતિબન્ધ રૂપે નથી થતું, એવો જે મંદ પ્રજ્ઞ છે. તેણે પ્રણવને બ્રહ્મ રૂપ છે. તેમ ચિન્તવન કરીને, અર્ચિરાદિ, વા નામદેવ માર્ગથી બ્રહ્મ લોક દ્વારા યોગીને મુક્તિ કહી છે, એ પરંપરા માર્ગ છે. અને તે ઉપાસનાની રીતી માંડુક્ય ઉપનિષદ્‌માં કહી છે, તે વિસ્તાર પૂર્વક આગળ કહેવાશે. અને '**अहं ब्रह्मास्मि**' એવું જ્ઞાન આચાર્ય કૃપાથી, અપરોક્ષાનું ભૂતિથી અહીં મુક્તિ કહેલી છે. એ સાક્ષાત માર્ગ છે. આ પ્રસંગ ભગવદ્ગીતાના નવમા અધ્યાયના આરંભમાં સ્વામીશ્રી શંકરાનંદજીએ ટીકામાં પ્રતિપાદન કરેલું છે. અને પાંચમા અધ્યાયમાં પણ કીધેલું છે કે-( **इहे वर्तैर्जितः सर्गो येषां साम्ये स्थितं मनः**) અર્થ—એ કે જે સમાન્ય રૂપથી વ્યાપક બ્રહ્મ છે. તેમાં અહં બુદ્ધિ રૂપથી સ્થિતિ કરી, અને જેણે વશીકૃત કરેલું છે, તે અહીંજ સર્ગ નામ સંસારને જીતે છે, અર્થાત્ સંસારમાંથી મુક્ત થઇ, પરમાત્માના અનામય પદને પ્રાપ્ત થાય છે. તેથી અનેક શ્રુતિ સ્મૃતિથી અપરોક્ષ જ્ઞાનનો ઉપદેશ વારંવાર કરેલ છે. તેથી અહં બ્રહ્મ એવી જાતનું અપરોક્ષ જ્ઞાન વૃત્તિમાં થાય છે, તેમ સિદ્ધાન્ત આવ્યો. તેવીજ રીતે સપ્ત અવસ્થા જે છે, તે સર્વ સાભાસ વૃત્તિનીજ છે કૂટસ્થની નથી. (આ પ્રમાણે આચાર્યના મુખથી થયેલા

સિદ્ધાન્તો શ્રવણ કરી શિષ્ય જિજ્ઞાસુ વૃત્તિથી આશંકિત થતો હવો પૂછેછે? શિષ્ય ઉવાચ—હે આચાર્ય મહારાજ આપે જે સપ્ત અવસ્થા કથન કરી તે કઈ કઇ અવસ્થા, તેનું સવિસ્તર વર્ણન દયાળુ હોઈ કથન કરો. (એ પ્રમાણે શિષ્યોદિત વચન સાંભળી સમાધાન આરંભાય છે.) આચાર્ય ઉવાચ—હે પરમોત્તમ શિષ્ય ? જે ઉપરોક્ત સપ્ત અવસ્થા કહી તેમાં પ્રથમ અજ્ઞાન, આવર્તન,વિક્ષેપ ભ્રાન્તિ, પરોક્ષ જ્ઞાન, અપરોક્ષ જ્ઞાન, શોક નાશ, ને નિરંકુશ તૃપ્તિ આ જે સપ્ત અવસ્થાઓ છે, તે સાભાસ વૃત્તીની છે. તેમાંજ અહં બ્રહ્મ એ જ્ઞાન સાક્ષાત થાય છે. તેથી (अहं ब्रह्म वृत्यैक गम्यं) આ પદનો અર્થ સ્ફુટ થયો. (આ પ્રમાણે ગુરૂના કથેલા વાક્યો સાંભળી શિષ્ય શંકા યુક્ત બોલે છે.)

શિષ્ય ઉવાચ—હે કરૂણા મૂર્તિ આચાર્ય? જે આપે અહં બ્રહ્મ એવું જ્ઞાન કથન કર્યું. તે જ્ઞાન અહં પ્રત્યયનું છે? અથવા મન બુદ્ધિનું છે? કે તે તમામ મળીને છે? કે તદભિમાની વિશ્વનું છે? કે તેનાથી કોઇ અન્યનું છે? તેનું સવિસ્તર સમાધાન આપો. (શિષ્ય! વચનનો ઉપસંહાર તરીકે સમાધાન આપે છે.)

આચાર્ય ઉવાચ—હે શિષ્ય! અહં પ્રત્યનો અર્થ પ્રાણ નથી, તેમજ શ્રોત્રાદિ જ્ઞાનેન્દ્રિ પણ નથી, વળી મનબુદ્ધિ નથી. તેમજ વિશ્વ તૈજસ પ્રાજ્ઞ પણ નથી, કારણ ઉપરોક્ત જ્ઞાન તો તમામ દ્રશ્ય, છે અને વિકારી, છે તેથી તે અહં પ્રત્યયનો અર્થ થઈ શકતો નથી. અને તે પ્રત્યક્ષ અહં પ્રત્યયથી ભિન્ન પ્રતિત થાય છે. તેમાં પ્રમાણ પણ આપું છું કે—(नाहं प्राणो नैव शरीरं न मनोह मिति श्रुतेः) આ પ્રમાણે શ્રુતિ પ્રમાણોમાં દરેક જગાએ કહેલું છે. તેમજ અહીં પણ (नान्तः प्रज्ञं न बहिः प्रज्ञं नोभयतः प्रज्ञं नप्रज्ञान घनं नप्रज्ञं नाप्राज्ञम्॥ अदृष्ट मव्यवहार्य मग्राह्य मलक्षण मचिन्त्य मव्य वदेश्य मेकात्म्य प्रत्यय सारं प्रपंचो पशमं शान्तं शिवम द्वैतं चतुर्थं मन्यन्ते स आत्मा सविरोयः) આ પ્રમાણે માંડુક્ય ઉપનિષદમાં પણ પ્રસિદ્ધ

કહેલું છે કે—ઉપરોક્ત જે અહં પ્રત્યયનો અર્થ તમો લેતા હતા, તેમાંનો એક પણ અર્થનું સાફલ્ય આત્મામાં માની શકાતું નથી. તેતો કેવળ પ્રપંચની શાન્તી યુક્ત અદ્વૈતથી પ્રતિપાદન યુક્ત આત્મા જાણવો. ત્યારે અહં પ્રત્યયનો અર્થ શું છે, તે તને કહું છું. તે શ્રવણ કર. (**तुरीय मिति**) અર્થ—એ કે. અહં પ્રત્યયના અર્થમાં તુરીયા સાક્ષી છે. અર્થાત્ સ્થૂળ, સૂક્ષ્મ, કારણ, એ ત્રણ શરીરો, તથા જાગૃત, સ્વપ્ન, સુષુપ્તિ, એ જે ત્રણ અવસ્થા તેને જાણવાવાળો, જે સાક્ષી સ્વરૂપે આત્મા સ્થિત છે, તેજ અહં શબ્દનો શુદ્ધ અર્થ છે. તેમાં પણ પ્રમાણ આપે છે કે ( **अहं शब्दे न विख्यातः एक एवस्थितः पर इति.**) તેથી અહં પ્રત્યયનો અર્થ સાક્ષી રૂપે સ્થિત આત્માજ સિદ્ધ થાય છે. તે સાક્ષી કોને કહીએ કે? જે સમીપ હોય; અથવા ચૈતન્ય, અથવા ઉદાસીન, એ ત્રણ જેમાં હોય; તેને સાક્ષી કહેવાય છે. તે ત્રણે લક્ષણો આત્મામાં પ્રસિદ્ધ છે. તે સાક્ષી આત્મા બ્રહ્મ સ્વરૂપ છે. તેમ ( **अय मात्मा ब्रह्म** ) એ અથર્વણ વેદના મહા વાક્યથી પ્રસિદ્ધ છે. તેમ આચાર્ય સ્વાનુભવથી દેખાડે છે. (**परं ब्रह्म नित्यं तदेवा हमस्मि**). પર બ્રહ્મ માત્રને પરથી પર જે નિત્ય નામ સત્યસ્વરૂપ, કે જેને ત્રણે કાળ બાધ કરી શક્તા નથી, એવું જે પરબ્રહ્મનું સ્વરૂપ **तत एव** અ હમસ્મીતિ. અર્થાત્ તેજ બ્રહ્મ આત્મા છે, અને બીજો અર્થ પરબ્રહ્મનો એવો થાય છે, કે—બ્રહ્મ શબ્દ તો અન્ય સ્થાનોમાં પણ ઉચ્ચારણ થાય છે. માયા વિશિષ્ટ ચૈતન્યને સબળ બ્રહ્મ કહેલ છે, તેવું ઉપનિષદો દ્વારા સિદ્ધ થયેલું છે. તેવીજ રીતે ત્રણસ્થ લક્ષણ સંબંધી કારણ બ્રહ્મ પણ કહે છે. અને પ્રણવને પણ બ્રહ્મ કહે છે. એવી રીતે બ્રહ્મ શબ્દનો ઉચારી, વ્યવહારિક પ્રસંગ થાય છે, તે તમામ અપર બ્રહ્મ છે. તેમજ સગુણ બ્રહ્મ રૂપ છે. તો તેમાં અતિ વ્યાપ્તિ આવે માટે, તેનાથી વિલક્ષણ દેખાડવા માટે પરબ્રહ્મ શબ્દ મૂકેલ છે. તે પરબ્રહ્મ નિર્ગુણ છે. અને તેને અક્ષર બ્રહ્મ પણ કહેવામાં આવે છે. તેમાં પ્રમાણ કે

(अक्षरं ब्रह्म परम मिति.) અર્થાત્ અક્ષરજ અવિનાશી અને નિત્ય જે. સત્. ચિત્. આનંદ. એ ત્રણે વિશેષણો જાણી લેવા. કારણ કે, એ ત્રણે વિશેષણો બ્રહ્મના સ્વરૂપ લક્ષણ છે. તેથી તે જુદા રહી શક્તા નથી. જેવી રીતે એક ચંદનમાં ત્રણ ગુણ રહેલા છે. શિતળતા, સુગંધતા, અને કટુક્તા એ ત્રણ ગુણ આપસમાં જુદા થઈ શક્તા નથી, કારણ કે તે ચંદનના સ્વરૂપ લક્ષણ છે, તેવીજ રીતે બ્રહ્મના પણ (સત્ ચિત્ આનંદ) ત્રણ ગુણ સ્વરૂપ લક્ષણના છે. માટે તે જુદા રહી શકતા નથી. એવી રીતે નિત્ય નામ. તો (सच्चिदानन्द परब्रह्म) છે. તે આત્મા છે) તેવું સિદ્ધ થયું. વાંચકો હવે પ્રથમાધ્યાય સંપૂર્ણ થવાથી પૂર્વોક્ત કથનાનુસાર મંગળાચરણ કરવામાં આવે છે.

**॥इत्थं तत्व विवेकं विधाय, विधि वन्मनः समाधाय॥**
**विगलित संसृतिबन्धः प्राप्नोतिपरं पदं नरो न चिरात्॥२३॥**

અર્થ—માણસ આ અધ્યાયમાં કહેલા પ્રકારથી તત્વ વિવેક બ્રહ્મ અને આત્માના એકત્વ સંબંધી વિવેક પંચકોષાદિથી વિવેચન કરીને તે તે તત્વોમાં ઉપરોક્ત કથિત્ વિધિ વડે કરીને, મનને સ્થિર કરવાથી (विगलित संसृति बन्धः) અર્થાત્ ઉપરોક્ત કથનાનુસાર અપરોક્ષ જ્ઞાન વડે કરીને માયિક સંસાર બન્ધનમાંથી નિવૃત્ત થઇ પરબ્રહ્મ પદ, કે જે નિરતિ શયાનંદ મોક્ષ ફળ છે. તેને नचिरात् માત્રને એકદમ મનુષ્ય प्राप्नोति પ્રાપ્ત કરી શકે છે. અર્થાત્ सत्यं ज्ञानादि लक्षणं ब्रह्मै व भवतीत्यर्थ. દોહરા.

સાયભ દેવા સત્ ગુરૂ, ધરે તમારૂં ધ્યાન,
સુણે વાંચે અધ્યાય આ, બક્ષો એજ ક્ષણ જ્ઞાન.
શ્યામ સુશોભત જગતમાં, ઉદય થયો નિજ જ્ઞાન;
તાસમ નહીં કોઇ વિશ્વમાં, એ ભાખ્યો ભગવાન.

॥इति श्रीमद्गुर्जर भाषालंकृतमोक्षमार्गे प्रथमोऽध्यायः—संपूर्ण.

॥ श्री ॥

# अथ द्वितीयाऽध्याय प्रारंभः

શિષ્ય ઉવાચ—હેભગવન સર્વ સંશયરૂપ અંધારાને નાશ કરનાર સૂર્ય ? આ સંસારની જાળ મહા દુઃખને આપવાવાળી છે. તે કેવી રીતે ? અને તેમાંથી મુક્ત કેવી રીતે થઇ શકાય ? અને કયા કાળમાં તે નષ્ટ થાય છે. તે કહો, યદ્યપિ આપ પૂર્વમાં કહી ગયા, પરંતુ વિસ્તારપૂર્વક. આપનું દયાસાગરત્વ પ્રતિપાદ કરવા માટે, અમૃતરૂપ વાણીથી અમોને સમજાવો. જેમાં પૂર્વાપર અમારા સંશયોનું સમાધાન થઇ, અમોને પરમ શાન્તિ પ્રાપ્ત થાય. અને આપની અમૃત વર્ષિણી શ્રુતિરૂપ વાક્યોનો જેને અનાદર થાય છે, તે પરમ ભાગ્યહિન હોય છે, માટે તેને આપની વાણીમાં રહેલા પરમરસની જાણ થઇ શકતી નથી. ( આ પ્રમાણે પરમોત્તમ શિષ્યના વચન સાંભળી ગુરૂ કહે છે. )

આચાર્ય ઉવાચ—( यद ज्ञानेति ) હે અધિકારી છાત્ર ! પરમ અજ્ઞાનથી જે વસ્તુ પ્રાપ્ત થાય છે, તેના જ્યારે જ્ઞાન થાય છે. ત્યારેજ નાશ થાય છે. જે આત્માને અજ્ઞાનથી વસ્તુ પ્રાપ્ત છે. તેજ અજ્ઞાન તેનાં અભાવમાં રહેલું જે જ્ઞાન તેનાથી નષ્ટ થાય છે. એ નિઃસંશય છે. જે વિશ્વ પરમાર્થથી ઉત્પન્ન પણ નથી થયું. તે વિશ્વ કોને કહિ શકાય, અને અજ્ઞાનથી કેવી રીતે ભાસે છે. તે સાવધાન ચીત્તે શ્રવણ કર. જે અવ્યાકૃતથી આદિ પૃથ્વી પર્યન્ત જે આકાશાદિ ભૂતો છે. તથા ભૌતિક જે સ્થાવર જંગમ બ્રહ્માદિ સ્તંભ પર્યન્ત સર્ગો છે. અને તદગત જે લોક લોકાન્તર, સ્વર્ગ, નરક, આશ્રમ, કુલ, ક્રીયા, જાતિ, વ્યક્તિ, ઉચ્ચ, નિચ છે. અથવા તેના ગુણવિકાર, ધર્મ, કર્મ આદિ જે વિશ્વ છે. તે આત્માના અજ્ઞાનથી ઉત્પન્ન થયેલ છે. એથી તે આત્મા સિવાય કોઇ પણ જગત્કારણ છે નહીં. આ પ્રમાણે ગુરૂજીના મુખથી સાંભળતાજ

શિષ્યને શંકા થવાથી પૂછે છે—પરમ પ્રમાણરૂપ જે વેદ છે, તેણે ઘણાક સ્થાનોપર જગત્‌ની ઉત્પત્તિ કહી છે. તથા તેવીજ રીતે અન્યશાસ્ત્રો પણ કથે છે. તો તમો કેવી રીતે અમોને કહો છો. કે? જગતનું કોઇ અન્ય કારણ નથી ? ( સમાધાન. )

આચાર્ય ઉવાચ—હે શિષ્ય જગત્‌કારણ આત્માથી ઇતર કોઇ નથી. તેમજ અમારૂ કહેવું છે. તે યથાર્થ છે. અને નૈયાયિક મતાનુયાયિ લોકો જગતનું કારણ પરમાણું માને છે. તેવીજ રીતે કોઇક પ્રધાનરૂપ માયા માને છે. કોઇ ઇશ્વરને, કોઇ પ્રકૃતિ પુરૂષને, કોઇ કામને, કોઇ કર્મને, કોઇ જટિત, કોઇ શૂન્ય, ને જગતનું કારણ માને છે. તેવીજ રીતે ઉપનિષદ્‌માં પણ કોઇ પંચભૂતથી, કોઈ ત્રણ ભૂતને, તથા કોઇ જલને, કોઈ કર્મને, કોઇક અન્નને, જગતની ઉત્પત્તિ માને છે. પરંતુ તે તમામ વૃથા વિવાદ માત્ર છે. ઉપર કથેલા કોઇ પણ કારણમાં જગત કારણ ત્વ સીધ થતું નથી. કારણ જેવી રીતે. સ્વપ્નમાં કાર્ય કારણ પદાર્થમાં પ્રતિત થાય છે. પરંતુ બન્ને કલ્પિત છે. કેવલ નિદ્રા દોષથી ઉભય પ્રતિત થાય છે. તેવીજ રીતે આ જગત્ અને તેના નાના પ્રકારના કારણો, તે સર્વનો અધિષ્ઠાનરૂપ આત્મા છે. તેના અજ્ઞાનથીજ ભાસ થાય છે. અને જ્યારે તે આત્મામાં જ્ઞાન ઉત્પન્ન થયું ત્યારે જગત અથવા તેના નાના પ્રકારનાં કારણ દૃષ્ટિગોચર પણ થઇ શકતાં નથી. ( શિદ્ધાન્ત. )

તેથી આત્માનું અજ્ઞાન તેજ જગતનું કારણ છે. તે સિદ્ધ થયું. અને ઉપનિષદ્‌માં જે પંચભૂત જગતનું કારણ કહેલું છે. તે મંદ બુદ્ધિ પુરૂષને સમજાવવા માટે વેદોએ, અને આચાર્યોએ, અધ્યારોપ અપવાદ કરીને અદ્વૈત બ્રહ્મ જણાવવા માટે કોઇ કોઇ રીતથી જગતની ઉત્પત્તિ કહેલ છે પરંતુ જેવી રીતે વિનોદનો હાથી બનાવી ફરીથી તેને ઉડાવી દેવાય છે, તેવીજ રીતે જગતનું આરોપણ કરીને તેજ વેદ પછીથી ઉડાવી દે છે. તેથી આત્માના અજ્ઞાનથી જગત દ્રષ્ટિગોચર થાય છે. અને જ્ઞાન થયા બાદ તેજ જગત નષ્ટપ્રાયિક દેખાય છે. તેમાં પ્રમાણ ( प्रपंचो यदिविद्येत न नि-

वर्त्तेत संशयः ) જ્યાં સુધી પ્રપંચનું પ્રત્યક્ષ થવાપણું છે. ત્યાં સુધી સંશયની નિવૃત્તી થતી નથી. અને વળી द्वितीय कारणा भावा दनुत्पन्न मिदं जगत् ) તો પ્રપંચા ધિષ્ઠાનરૂપ આત્માને જ્યારે જાણી શકાય ત્યારે જગતથી નિવૃત્ત થયા તેમ જાણવું. અને તેવીજ રીતે આત્માથી ઇતર જગત્કારણ નથી. માટે આ જગત ઉત્પત્તિ રહિત છે. ભગવાન પણ કહે છે કે ( अव्यक्तादिनि भूतानि व्यक्त मध्यानिभारत अव्यक्त निधनान्येव रुतिस्मृतेः ( ઇતિગીતાયામ્ ) એ હેતુથી આત્માનું અજ્ઞાન તેજ જગતનું ભાસવું થાય છે. તે સિદ્ધ થયું. અને નિવૃત્તી પણ આત્માનું પ્રત્યક્ષ થવું, તેમાંજ રહેલી છે તે સિદ્ધ થયું. તે શિવાય કદી પણ નિવૃત્ત થઇ શકાતું નથી. ( આ પ્રમાણે સાંભળવામાં શંકિત થતો શિષ્ય પ્રશ્ન કરે છે.

શિષ્ય ઉવાચ—હે પરમકૃપાળુ ગુરૂ મહારાજ ? જગતની નિવૃતિ તો જ્ઞાન સિવાય પણ પ્રલયકાળમાં થાય છે. તો આપ તો તેની નિવૃત્તિમાં જ્ઞાન મુખ્ય કારણ બતાવ્યું તે કેવી રીતે. તે કહો !

આચાર્ય ઉવાચ—હે શિષ્ય ? નિવૃત્તિ બે પ્રકારની છે. એક તો, કારણમાં કાર્યની લક્ષણા થાય, તેને પણ નિવૃતિ કહે છે. અને બીજી જે કાર્ય કારણ સહિત નિવૃત્ત થવી. તેવી બે પ્રકારની નિવૃત્તી છે. તેમાં નિત્યપ્રલય જે સુષુપ્તિ છે, અને નૈમિત્તિક પ્રલય જે દેહના વિયોગરૂપ મરણ છે. તેવી રીતે મહાપ્રલય જે બ્રહ્મા સહિત જગતનો પ્રલય થવો તે, મહા પ્રલય કહેવાય છે. એવા પ્રકારથી નિત્ય, નૈમિતિક મહા પ્રલયમાં યદ્યપિ જગતની નિવૃત્તિ થાય છે. તથાપિ કાર્યરૂપ જગતની કારણ અજ્ઞાનમાં લયરૂપ નિવૃત્તી થાય છે. જેવી રીતે બીજમાંથી અંકુર ઉત્પન્ન થાય છે. તેમ જગતની ઉત્પત્તિ છે. તે કારણમાં કાર્યનું લય પામવું તેજ નિવૃત્તી છે. તેને અત્યન્ત નિવૃત્તિ કહે છે. એવા પ્રકારથી પ્રલયમાં જગતની નિવૃત્તી થાય છે. પરંતુ આત્મજ્ઞાન સિવાય જગતનો બાધ કોટિ પ્રલયમાં પણ નથી થઇ શકતો. તેથી જગતનો આધાર તેમજ

અધિષ્ઠાનરૂપ એક આત્મા છે. જે આત્માનું સામાન્યરૂપથી જ્ઞાન અને વીશેષરૂપ અજ્ઞાન છે. તે જગતનો આધાર છે અને વિશેષરૂપ જે આત્માનું જ્ઞાન છે. તેજ વિશ્વનું અધિષ્ટાન છે. જેવી રીતે રજ્જુ ( દોરડી ) નું સામાન્ય જ્ઞાન છે. તે સર્પનો આધાર છે. અને આ રજ્જુ છે તેવું વિશેષ જ્ઞાન છે. તે સર્પનું અધિષ્ઠાન છે. તેવીજ રીતે અહંરૂપ જે આત્માનું સામાન્ય જ્ઞાન તે સંસારનો આધાર છે. કે જે હું કરૂંછું, હું ભોગવું છું. હું સુખી, હું દુઃખી? ઇત્યાદિ જે અધ્યાસનો હેતુ છે. અને વિશેષરૂપ જે આત્માનું. કે? હું કૂટસ્થ, અસંગ, ચિદ્રૂપ, અને નિત્ય મુક્ત, અખંડ એક રસ પરિપૂર્ણ બ્રહ્મ છું, તેવો ભાસ. તે આત્માનું વિશેષ જ્ઞાન છે. તે જગતનું અધિષ્ઠાનરૂપ છે. આ પ્રમાણે જગતનો આધાર તથા અધિષ્ઠાનરૂપ એક આત્માજ છે. તેવીજ રીતે તેનો દ્રષ્ટા પણ આત્મા છે. આ પ્રકારનો સિદ્ધાન્ત સાંભળ્યા બાદ શિષ્ય ગુરૂ પ્રત્યે કહેતો હવો.

શિષ્ય ઉવાચ—હે ગુરૂમહારાજ—જેવી રીતે સર્પનો આધાર અને અધિષ્ઠાન રજ્જુ છે. અને તેનો દ્રષ્ટા તો અન્યપુરૂષ છે. તેવી રીતે આત્માનો દ્રષ્ટા પણ અન્ય હોવો જોઇએ. અને આપે તો આત્માનેજ દ્રષ્ટા કહ્યો. તે કેવી રીતે ? તે અમોને સંશયમાંથી મુક્ત કરો, ત્યારે ગુરૂજી કહે છે ?

આચાર્ય ઉવાચ—હે શિષ્ય ? આત્માનો અન્ય દ્રષ્ટા કોઈ પણ છે નહીં. કારણ કે આત્મા તો ચૈતન્યરૂપ છે, તેનો દ્રષ્ટા અન્ય હોય; તેમ સંભવતુંજ નથી. કારણ પ્રમાણ મળી આવે છે કે ( नान्योस्ति द्रष्टेति ) અર્થ. એક આત્માથી ઇતર કોઈ દ્રષ્ટા છેજ નહિં. માટે જગતનો આધાર તથા અધિષ્ઠાન તથા દ્રષ્ટા કેવળ આત્માજ છે. અને આત્માના અધિષ્ઠાનથીજ વિશ્વ ભાસે છે. અને તેનું વિશેષરૂપ જ્ઞાન, જે ગુરૂકૃપાથી પ્રાપ્ત થાય છે. તેના વડે કરીને ( अहंब्रह्मास्मि ) એવું જ્ઞાન ઉદય થયાથી અત્યન્ત નિવૃત્તિ પ્રાપ્ત થાય છે. એ સિદ્ધાન્ત આવ્યો. આ પ્રમાણે કહેવાથી શંકિત થતો શિષ્ય ગુરૂ પ્રત્યે પ્રશ્ન કરવા લાગ્યો.

શિષ્ય ઉવાચ—હે કરૂણા સાગર ગુરૂજી ! જ્ઞાન થયાથી જગત અને તેના બંધનમાંથી મુક્ત થવાય છે. તે દેહપતન થયા બાદ અથવા તેનાથી આગળ કે તેના મધ્યમાં નિવૃત્તિ પ્રાપ્ત થાય છે. તે શાસ્ત્રોક્ત પ્રમાણ દ્વારા અમોને પ્રદર્શિત કરો ? ત્યારે શિષ્યની શંકા સાંભળી ગુરૂ પ્રશ્નનો ઉત્તર આપે છે.

આચાર્ય ઉવાચ—હે શિષ્ય ? ( **विनष्टं च सद्योयदात्म प्रबोधेति** ) અર્થ એકે જ્યારે—આત્મામાં જ્ઞાન ઉત્પન્ન થાય છે. ત્યારે એકદમ જો તે જ્ઞાન અપ્રતિબદ્ધ હોય; તો તેજ ક્ષણમાં સંસાર બંધનની નિવૃત્તિ થાય છે. જેવી રીતે જે ક્ષણમાં સૂર્ય ઉદય થાય, તેજ ક્ષણ અંધારૂ નાશ થાય છે. તેમજ જ્ઞાન સૂર્યોદય પ્રગટ થયો તેજક્ષણ અજ્ઞાન તિમિર નાશ થઇ સંસાર બંધમાંથી મુક્ત થવાય છે. તેમાં પ્રમાણ આપે છે કે **( ज्ञानोदयोत्तरक्षणे नश्यतिभ्रमः )** અર્થ—જ્યારે આત્મામાં અહંબ્રહ્માસ્મિરૂપી જ્ઞાન સૂર્ય ઉદય થયો તેની ઉત્તર ક્ષણમાં અજ્ઞાનરૂપ જે જગતની જાળ છે, તેમાંથી નિવૃત્ત થવાય છે. આ પ્રમાણે રઘુનાથજી એ પણ લક્ષ્મણજીને કહેલું છે કે **॥ अज्ञानतोध्यास दशा त्प्रकाशते ज्ञाने विलीयेत विरोधता क्षणात्** ॥ તેનો અર્થ એમ છે કે—હે લક્ષ્મણ આપણા શચ્ચિદાનન્દ સ્વરૂપને જાણ્યા સિવાય અધ્યાસનામક સંસારના જે ગત બંધનો છે. તે જ્યારે ગુરૂ ઉપદેશથી હું બ્રહ્મ છું તેવું જ્ઞાન પ્રાપ્ત થયું, તેજ ક્ષણમાં નષ્ટ થાય છે. તેવું અષ્ટાવક્રે પણ જનક રાજા પ્રત્યે કહ્યું છે કે **॥यदिदेहं पृथक् कृत्य चित्त विश्रान्त तिष्टति अधुनैव सुखी शान्तो बन्ध मुक्तो भविष्यति** અર્થ—દેહાદિ પ્રપંચથી દુર કરીને, નામ. અધ્યાસાદિમાંથી જુદા કરીને આપણા અસંગરૂપ આત્માને ગુરૂ કૃપાથી પ્રત્યક્ષ કરે અને તેમાં ચિત્તની એકાગ્રતા કરે, તો તેજ ક્ષણને વિષે બન્ધનમાંથી મુક્ત થવાય છે. તેમજ ગીતાજીમાં પણ કહેલું છે કે—**यदाभूत पृथक्भाव, मेकस्थ मनुपश्यति ततएवच विस्तारं, ब्रह्म संपद्य ते तदा**

અર્થ જે ક્ષણુમાં ભૂત, ભૌતિકમાં પ્રથક્ ( જુદું ) જે સર્વ સ્થિતપર બ્રહ્મ છે, તે નાના વિસ્તાર યુક્ત થઇને ભિન્ન ભિન્ન ભાસે છે. તેને એક કરીને ગુરૂ પ્રસાદથી પ્રત્યક્ષ કરે, ત્યારે તેજ ક્ષણુમાં પરબ્રહ્મ અવસ્થા પ્રાપ્ત થાય છે. તેથી જે કાળમાં જ્ઞાન ઉત્પન્ન થાય છે, તેજ ક્ષણુમાં જગતજાળ દુર થાય છે. તે સિદ્ધ થયું. તેજ આત્મા તમામનું સ્વરૂપ છે. પુનઃશંકા યુક્ત શિષ્ય ગુરૂ પ્રત્યે કહેવા લાગ્યો.

શિષ્ય ઉવાચ—હે ગુરૂજી મહારાજ ? જ્યારે આત્મા સર્વનું સ્વરૂપ છે. અને જેના જાણ્યા થકી સર્વ સંસારની નિવૃતી પ્રાપ્ત થાય છે. ત્યારે સર્વના અનુભવમાં કેમ નથી આવતા, તે કૃપા કરી કહો ? આ પ્રમાણે શિષ્યનાં વચન સાંભળી ગુરૂજી કહેવા લાગ્યા.

આચાર્ય ઉવાચ—હે શિષ્ય ! આત્માતો ( **मनो वागतीतम्** ) છે. મન, તથા વાણીથી અલગ રહેનારો છે. તેથી સર્વને જાણવામાં આવે તેમ નથી. કારણ જે વસ્તુ દેખી હોય; અથવા સાંભળી હોય; તે મન બુદ્ધીનો વિષય થઇ શકે. પણ આતો મન બુદ્ધિનો વિષયજ નથી. તો શી રીતે અનુભવાય. તેવીજ રીતે શબ્દાદિ વિષય હોય તો શ્રોત્રાદિ ઇન્દ્રિયોનો વિષય થાય, પણ તે સંભવતું નથી. તેથી મન તથા વાણીનો વિષય નથી. કારણ એ છે ? તે આત્માનું અનુમાન પણ આટલો, આવા રૂપનો છે. અથવા આજ છે. તેમ થઇ શકતું નથી કારણ તેમાં પ્રમાણ એ કે—

**॥ तदिदंताद्दशमिद्दशमेत्ता वत्तावदितिच यन्नभवेत्**
**ब्रह्मतदित्य वधेयं नो चेद्विषयोभवे त्परोक्षंच ॥३४॥**

તેથી વાણીના પણ વિષય બ્રહ્મ નથી. તે મનનો પણ વિષય નથી. કારણ મનનો જે વિષય હોય છે; તેતો દૃશ્ય હોય છે; અને અદૃશ્ય વસ્તુ હોય છે, તે નષ્ટ થાય છે! તો બ્રહ્મરૂપ આત્મા મનનો વિષય ગણીયે તો ? અર્થનો અનર્થ થાય. તેથી મન વાણીથી આત્મા અતિત છે. વાણી શબ્દથી વેદશાસ્ત્ર જાણી લેવા, કારણ આત્મા અવાચ્ય છે. તેથી ચાર વેદ અને તેના છ અંગ તથા અઢાર પુરાણ આદિ

જે કાંઇ શાસ્ત્રો છે, તેનાથી પણ આત્મા જાણી શકાતો નથી. એ વાત શ્રુતિ સ્મૃતિ દ્વારા સિદ્ધ છે. विस्फूलिंगा य भाषन्हे जायन्ते क्षरतस्तथा विविधाश्चि जडाभावा दित्यर्थवर्णिका श्रुतेः આ પ્રમાણે માંડુકય ઉપનિષદમાં કહેલ છે ( यतो वाचो निवर्त्तते अप्राप्य मनसासहः ) અથવા ( त्रैगुण्य विशया वेदाः ) તેનો અર્થ એ છે. મન તથા વાણી આત્માને જાણ્યા સિવાય પાછી ફરે છે. અને વેદ ત્રણ ગુણને પ્રતિપાદન કરે છે, અને ગુણાતિત એ નથી જાણતા, તેથી મન તથા વાણીથી અગમ્ય આત્મા છે. તે કારણથી આત્માનું યથાર્થ જ્ઞાન નથી થતું અને ( नाहं प्रकाशः सर्वस्य ) તે પ્રમાણે ભગવદ્વાકયથી પણ માલુમ પડે છે કે-સર્વને મારૂં જ્ઞાન નથી થઇ શકતું. તેમજ તમામને એ પદ પ્રાપ્ત થઇ શકતું નથી. ચાહે યાત્રા કરે, યોગ સાધ્ય કરે, તપ કરે, વેદવેદાન્ત ભણે, તો પણ આત્મા જાણી શકાતો નથી. આ પ્રમાણે શિષ્યે શ્રવણ કરતાં. ગુરૂને પ્રશ્ન કરે છે.

શિષ્ય ઉવાચ—હે ગુરૂ વર્ય ? જ્યારે આપે આત્મા તો કાંઇ પણ ઇન્દ્રિયનો વિષય નથી ને તે પ્રત્યક્ષ જણાતો નથી તેમ કહ્યું. ત્યારે તે આત્માનું જ્ઞાન કેવી રીતે પ્રાપ્ત થાય, તે કૃપા કરી અમોને કહો. ત્યારે ગુરૂજી કહે છે.

આચાર્ય ઉવાચ—હે ? છાત્ર વર્ગ જે એક દર્શી સદ્‌ગુરૂ છે. તેની પરમ કૃપાથી આત્મતત્વ અનુભવવાની કળા પ્રાપ્ત થાય છે. તે સિવાય કોટી યત્નથી પણ અનુભવમાં આવી શકતો નથી. તેમાં પ્રમાણ એ છે કે-(आचार्य भोलब्ध सुसुक्ष्मा च्युतत्वात् ) અર્થ એ છે કે અચ્યુત તત્વ જે આત્મા છે તેનું ગુરૂ કૃપાથી ઉપલબ્ધ જ્ઞાન થાય છે. અન્યથા નહીં.ત્યારે શિષ્ય શંકા કરે છે કે- –

શિષ્ય ઉવાચ—હે ગુરૂ મહારાજ ? કદાચિત્ એક તત્વદર્શી ગુરૂ કોઇને પ્રાપ્ત ન થઇ શકે તો, તે જિજ્ઞાસુ કેવી રીતે આત્મ તત્વ પ્રાપ્ત કરી શકે તે કહો ? ત્યારે ગુરૂ કહેવા લાગ્યા.

આચાર્ય ઉવાચ—

**यदज्ञानतो भाति विश्वं समस्तं विनष्टं च सद्यो यदात्मप्रबोधे मनो वागतीतं विशुद्धं विमुक्तं परब्रह्म नित्यं तदेवाऽहस्मि ३५**

હે શિષ્ય તમોએ જે પ્રશ્ન કર્યો તેના જવાબમાં કહું છું કે જે અત્યન્ત શુદ્ધ જિજ્ઞાસુ હોય; અને જેને તીવ્ર ગુરૂના ઉપદેશની ચાહના થાય અને કોઇથી (કોઈ પ્રકારથી) આચાર્યાદિ ગુરૂ પ્રાપ્ત થાય નહીં તો તેણે સાક્ષાત્ ગુરૂ મૂર્તિનું ધ્યાન કરવું ને પ્રશ્ન પૂછવા. પરંતુ અત્યન્ત ચાહનાવાળા મનુષ્યની મુમુક્ષપણાથી અત્યન્ત તીવ્ર આકાંક્ષા હોય; તો જેવી રીતે બપૈયાની આકાંક્ષાથી મેઘ આપોઆપ સ્વાતિ નક્ષત્રમાં વૃષ્ટી કરે છે તેવી રીતે શુદ્ધ અધિકારી મુમુક્ષુ હોવા છતાં પણ ગુરૂ પ્રાપ્તિ જેને નથી થઇ, તે દેશ, પ્રદેશથી પણ તેની આકાંક્ષા પૂર્ણ કરવા સારૂ મહાન્ ગુરૂ પ્રાપ્ત થાય છે, એ ઉપરોક્ત જિજ્ઞાસુને બોધ કરી તુરતજ તે શિષ્યને કૃતાર્થ કરે છે અને કોઇ પણ શ્રદ્ધા અને ગુરૂ ભક્તિ હીન પુરૂષ છે. તેને તો સહસ્ત્ર જન્મમાં આવી કળા પ્રાપ્ત થતી નથી. તેમાં પ્રમાણ આપે છે કે—॥**श्रद्धा भक्ति ध्यान शमाद्यैर्यतमानै ज्ञातुंशक्यो देवइहै वासूर्येशः दुर्विज्ञेयो जन्मशतै श्चापि विज्ञातै रिति**॥ અર્થાત્ કે શ્રદ્ધા એટલે વેદ તથા ગુરૂ વાકય ઉપર વિશ્વાસ અને ભક્તિ એટલે ગુરૂ સેવામાં અચળ નિષ્ટા અને ધ્યાન એટલે સ્વસ્વરૂપાનું સંધાન વૃત્તિ. ( આત્મ સ્વરૂપનું ચિન્તવન. ) અને શમાધૈઃ એટલે શમ દમ આદિ દૈવી સંપત્તિ સાધનોથી જે યુક્ત છે તેને સ્વપ્રકાશ રૂપ બ્રહ્મ જે સૂર્યાદિ દેવોના ઇશ્વર છે તે પ્રાપ્ત થાય છે. નામ સાક્ષાત્ અનુભવાય છે અને ઉક્ત સાધનથી શુન્ય જે અકૃત આત્મા છે, એટલે મલીન બુદ્ધિ યુક્ત મૂઢ પુરૂષો છે, તે જન્મશતૈઃ અર્થાત્ અનેક જન્મમાં પણ તે મહાન્ કષ્ટોથી પણ નિજાત્મ તત્વ જાણવાને સમર્થ થઈ શકતા નથી. આ પ્રમાણે અનધિકારીને અધિકારીને મોક્ષ અન્વય વ્યતિરેક રૂપથી આચાર્યે

"હરિમીડયના" ગ્રંથમાં કહેલ છે કે—જેને નિજાત્મ તત્વની અનૂભુતિ સાક્ષાતકાર કરવી હોય; તેણે આસુરી સંપત્તિ ત્યાગ કરીને દૈવી સંપત્તિ સંપાદન કરવી. અને દૈવી સંપત્તિ પ્રાપ્ત કર્યા સિવાય બ્રહ્મા જેવા સમર્થ પુરૂષને પણ યથાર્થ લાભ મળી શકતો નથી. તેમાં પ્રમાણ ભૂત એક પ્રસંગ મળી આવે છે કે એક સમયે સુરેન્દ્ર અને દૈત્યેન્દ્ર જે (વિરોચન) છે તેણે બ્રહ્મ વિદ્યા, અજર અમર, અભયને પ્રાપ્ત કરાવનારી છે. તેવો મહીમા સાંભળી બ્રહ્મ વિદ્યાના ઉપદેશને માટે પિતામહ બ્રહ્માજી પાસે આવ્યા, ત્યાં જઇ બ્રહ્માજીને નમસ્કાર કરીને પ્રાર્થના કરવા લાગ્યા. કે—હે ભગવન સૃષ્ટિકારક બ્રહ્માજી અમોને બ્રહ્મ વિદ્યાનો ઉપદેશ કરો. ત્યારે બ્રહ્માજી તેમના મદ, અને ક્રુરતા રૂપી દોષોને દૂર કરવા સારૂ ઘણાક કાળ સુધી તપશ્ચર્યા કરવાનું કહ્યું. એ પ્રમાણે ઘણાક વર્ષ તપશ્ચર્યા કર્યા બાદ બ્રહ્માજીએ તેમને તટસ્થ લક્ષણથી ચંદ્ર શાખા ન્યાયથી બ્રહ્મ વિદ્યાનો ઉપદેશ કર્યો. તે બન્નેમાં ઇંદ્રને તો બ્રહ્મનું સાક્ષાત્ જ્ઞાન થયું. અને વિરોચનને દેહમાંજ આત્મ બુદ્ધિનો નિશ્ચય થયો. આથી પુનઃ પુનઃ વિરોચને બ્રહ્મ વિદ્યાનો ઉપદેશ લેવા પ્રયત્ન કર્યો છતાં યથાભૂત જ્ઞાન ન થયું. કારણ કે તે આસુરી સંપત્તિનો હતો; યદ્યપિ બાહ્ય તો આસુરી સંપત્તિવાળો પણ યજ્ઞ, યાજન વેદાધ્યયનાદિ કરતા જોવામાં આવતો તથાપિ અન્તર્ગત જેવાં દૈવિ સંપત્તિનાં લક્ષણો હોય છે, તે તેનામાં નહોતાં. તેમાં પ્રમાણ

**अग्नि होत्राणि कर्माणि आसुराणां गृहे गृहे॥**
**दया शौचंच सत्यंच राक्षसानां न विद्यते॥३६॥**

આ સુરને ઘેરેઘેર અગ્નિહોત્રાદિ વેદાનુસાર કાર્ય થાય છે પરંતુ તેમાં દયા, પવિત્રતા, સત્યતા નહીં હોવાથી માત્ર રાક્ષસના કર્મને જાણે છે. એ પ્રમાણે રામાયણમાં શ્રી હનુમાનજીના વાકય છે તેથી દૈવિ સંપત્તિ છે તેજ બ્રહ્મ વિદ્યાનું કારણ છે. અને વર્ણાશ્રમની અપેક્ષા નથી. કારણ મન એજ દેવ છે. મન એજ અસુર છે. મન એજ વર્ણાશ્રમ છે. મન એજ વૃદ્ધ તથા બાળક

છે. તેવીજ રીતે સ્ત્રી પુરૂષ પણ મનથી છે. બંધન ને મોક્ષ પણ મનથીજ છે. તેમાં પ્રમાણ છે કે **मनएव मनुष्याणां कारण बंध मोक्षयोः ॥** જેવી રીતે શશી કિરણથીજ ઔષધિયોનું પોષણ તથા ભસ્મ થાય છે. તેવીજ રીતે મન પણ કર્મોનું પોષણ કરે છે. અને કર્મોનો નાશ પણ કરે છે. પછી પોતે પણ અનલ ( અગ્નિ ) ની માફક નાશ કર્યા પછી શાન્ત થઇ જાય છે. તેથી વર્ણાશ્રમ, વય, સ્ત્રી પુરૂષ, ગમે તે હોય, પરંતુ અંતરંગ સાધન જે દેવિ સંપતી છે, તેની યોગ્યતા જોઇએ. યદ્યપિ પ્રવૃત્તિ માર્ગમાં તો ઉચ્ચ નિચ ભાવથી અધિકારિ અનધિકારી, તે પ્રમાણે કહેલ છે. તથાપિ નિવૃતિ માર્ગ જે નિજાત્મ તત્વનું જ્ઞાન થવું. તેમાં તો સર્વને અધિકાર છે, કારણ કે સર્વના ચક્ષુ તેના દેવતા સૂર્ય છે. તેવી રીતે આત્મા પણ સર્વની બુદ્ધિનો સાક્ષી હોવાથી કરી સર્વને અધિકાર છે, તેથી પ્રથમ દેવીસંપત્તિ જિજ્ઞાસુ પ્રાપ્ત કરે ( ત્યારે શિષ્ય કહે છે. )

શિષ્ય ઉવાચ—હે ગુરૂ મહારાજ ? આપે જે દેવી સંપત્તિ પ્રાપ્ત કરવાનું કહ્યું, તે દેવિ સંપત્તિ કોને કહી શકાય તે કૃપા કરી, અમો છાત્ર વર્ગને કહો (ત્યારે ગુરૂ કહે છે)

આચાર્ય ઉવાચ—હે પરમોત્તમ શિષ્ય જે શ્રી મુખ ગોપાલ કૃષ્ણ જગદ્‌ગુરૂ છે. તેમણે પોતાના નિજાત્મક અર્જુન પ્રત્યે કહેલ છે. તે તમોને કહું છું. તે સાવધાન ચિત્તે સાંભળો. અભયત્વ (ભય રહિત થવું તે) **सत्व** (અંતઃકરણ શુદ્ધતા તે) જ્ઞાનયોગમાં મનની સ્થિતિ, યજ્ઞ, દાન, તપ, આર્જવ, સ્વાધ્યાય, અહિંસા, સત્ય ક્રોધ-રહિત, ત્યાગશાન્તિ અપૈ શૂન્યતા, (પરનિંદા રહિત થવું તે). સર્વના પર દયા, અલોલુપા (લોભ રહિત થવું તે). કુકર્મ રહિત અચપલતા પ્રસન્નતા. ઈત્યાદિ છવીસ લક્ષણો ભગવાનશ્રી વાસુ દેવજીએ પોતાના ભક્ત અર્જુનને કહેલાં છે. તે ધારણ કરવાથી એકદમ જિજ્ઞાસુને નિજાનંદની પ્રાપ્તિ થાય છે. જેવી રીતે વૃક્ષ નીચે બેઠાથી આપો આપ ફળ ખોળામાં પડે છે. તેવી રીતે અમૃતરૂપી વૃક્ષ જે

ગુરૂજી છે. તેના ક્ષણુ માત્રરૂપ સંગથી મોક્ષ રૂપી ફળ પ્રાપ્ત થાય છે. જેવી રીતે ખટ્‌વાંગ રાજાને નારદજીના ઉપદેશથી એક મૂહુર્ત્તમાં અનામય પદની પ્રાપ્તી થઇ. વળી જનક રાજાને અદ્દશ સત્ય સિદ્ધાન્ત રૂપ ગીતા માત્રથી બગીચામાંજ નિજાત્મ જ્ઞાન હૃદયમાં પ્રાપ્ત થયું. તેથી તે અભય થઇ રાજ્ય કરતા થયા, તો પણ જીવન મુક્ત દશાને પામ્યા. તેવીજ રીતે દત્તાત્રેયના સંગથી કાક ભુસુંડી તથા પ્રહ્લાદ તથા યદુ તેમણે એક મૂહુર્ત્ત માત્રમાં નિજપદ પ્રાપ્ત કર્યું છે. (આ પ્રમાણે રહુગણ રાજાને વનમાંજ જડ ભરતનો સંગ થયાથી તેમના ઉપદેશ વડે રાજાને પરમ પ્રયોજન જે મોક્ષ છે. તેની પ્રાપ્તિ થઇ. આ પ્રમાણે ઘણાક પુરૂષોને એકદમ જ્ઞાન પ્રાપ્ત થયેલ છે. તે પણ નિજાનંદ અનુભૂતિ સંયુક્ત જ્ઞાન થયેલ છે. કેવલ સૂકું જ્ઞાન થયું નથી. આ પ્રમાણે તમામ મહીંમા દૈવી સંપત્તિનો છે. જેવી રીતે લૈકિક સંપદા સિવાય ભોગ નથી બનતા તેવી રીતે વૈદિક જે દૈવી સંપદા તેના સિવાય નિજાત્મ તત્વની પ્રાપ્તી થઇ શક્તિ નથી. તેમ સર્વ વિદ્વાનોના અનુભવ સિદ્ધ છે. તેથી જે ઉત્તમ પુરૂષ છે, તે ગમે ત્યાંથી ગમે તેમ કરી ઉપરોક્ત દૈવી સંપત્તિને ગ્રહણ કરે, અને આસુરી સંપત્તિ જે કામ, ક્રોધ, લોભ, મોહ, મદ, મત્સર ઇત્યાદિ ઉત્પન્ન કરાવનારી છે. તેને ત્યાગ કરી દે. જેવી રીતે દત્તાત્રેય ગુરૂએ પૃથ્વી પાસેથી ક્ષમા, પર ઉપકારતા લીધી ને વાયુથી અસંગતા, સમતાપણુ લીધી અને આકાશ પાસેથી નિર્વિકાર તથા પૂર્ણરૂપ શિક્ષા લીધી. જળથી નિર્મલતા, તથા શિતળતા લીધી. અને સૂર્યથી અક્રિયતા, અને નિરભિમાનતા લીધી. અને ચંદ્ર પાસે નિર્વિકારતા તાપ રહિતતા લીધી. અને અગ્નિથી સ્વતઃ ગુપ્ત જ્ઞાન, ને તેજ પ્રાપ્ત કર્યું. અજગરથી વિશ્વાસ તથા સંતોષ લીધો. અને સાગર પાસેથી અચળ પ્રતિષ્ઠા તેમજ સહજતા લીધી. મગરી પાસેથી કર્ત્તાસત્ય સંસાર મિથ્યા તે જ્ઞાન લીધું. અને ભૃંગી (ભમરી) પાસેથી સ્વરૂપ ચિંતવન તથા વૃત્તિની સ્થિરતા લીધી. કપોત (હોલા) પાસેથી કુટુંબ અને સ્નેહનો ત્યાગ ગ્રહણ કર્યો. પતંગીયા પાસેથી, રૂપ વિષય મોહનો ત્યાગ ગ્રહણુ

કર્યો. ભ્રમરથી સારગ્રહણતા પ્રાપ્ત કરી અને મધુ મક્ષીકા (માખી) પાસેથી સંગ્રહ તથા લોભનો ત્યાગ ગ્રહણ કર્યો. હસ્તિ પાસેથી સ્ત્રીનો સ્પર્શ તથા કામલીલાદિ વિષયો ત્યાગ કર્યા. અને મીન (માછલા)થી રસ વિષયક મોહ અને સ્વાદનો ત્યાગ કર્યો. અને મૃગ (હરણ)થી સ્ત્રી સ્તવન ઇત્યાદિ ત્યાગ કર્યો. પિંગલાથી આશા તથા દીનતાનો ત્યાગ કર્યો કુરર (સમડી) પક્ષીથી ધન પદાર્થ સંયોગથી રાગદ્વેષાદિ પ્રાપ્ત થતાં જાણી તે ત્યાગ ગ્રહણ કર્યો. સરકરથી વૃત્તિનું અનુસંધાન, અને બાહ્ય વૃત્તિનો ત્યાગ ગ્રહણ કર્યો ભૃજંગથી ગૃહ ત્યાગ, તથા લોકમિલાપ રહિતતા ગૃહણ કરી. અને બાલકથી ઉદ્યમ, ચિન્તા, માન અપમાનાદી દ્વંદ ધર્મોનો ત્યાગ કર્યો. વિપ્ર કુમારી પાસેથી બહુ સંગ ત્યાગ કરીને એકલા વિચરવું ગ્રહણ કર્યું. આ પ્રમાણે ચોવીસ ગુરૂ કરી ચોવીશ લક્ષણ ધારણ કરીને દત્તાત્રેય ગુરૂ તમામ અસંગ થઇ અવધૂત વેષે જગતમાં વિચરવા લાગ્યા. તેથી દેવી સંપત્તિવાળા પુરૂષને બ્રહ્મ વિદ્યાસદ્ય (એકદમ) ફલ આપનારી છે. અને ઉત્તમ ગુરૂ કૃપાથી ઉત્તમ શિષ્યને બ્રહ્મ વિદ્યાનો ઉપદેશ ક્ષણમાં જન્મ મરણના બંધનમાંથી મુક્ત કરાવનારો છે. જેવી રીતે શુક્તિ અને સ્વાતિ (મેઘબિન્દુ) તે બંન્નેની યોગ્યતા સિવાય મોતીની ઉત્પત્તિ નથી. તેમ ચશ્માંનો કાચ તથા સૂર્યની એકતા સિવાય અગ્નિ જેમ પ્રગટ થતો નથી. તેવી રીતે ઉત્તમ ગુરૂ અને શુદ્ધ અધિકારિ શિષ્ય સિવાય ઉપરોક્ત અદ્ભૂતકળા ઉદય નથી થતી કારણ કે તે આત્મ તત્વ જ્ઞાનનું કેવલ લક્ષસ્વરૂપ છે. તો ઉપરોક્ત કેણીના અનુસારે આત્મા મન તથા વાણીથી અતિત છે. તે સિદ્ધ થયું. હવે મન તથા વાણીથી રહિત જે સ્વરૂપ કહ્યું. તે સ્વરૂપ કેવું છે. તે જિજ્ઞાસુને કેવી રીતે ભાન થઇ શકે. ત્યાં આગળ કહે છે. કે (**विशुद्ध विमुक्त मिति**). વિશુદ્ધ એટલે વિશેષે કરીને શુદ્ધ સ્વરૂપ છે. અર્થાત્ માયા અને અવિદ્યા તેનો જે ધર્મ તથા તેનું કર્મ અથવા તેનાથી ઉત્પન્ન થતા વિકાર સંબંધથી રહિત, તેને વિશુદ્ધ કહે છે. અને વિમુક્ત એટલે જે નિત્ય મુક્ત છે. અથવા આત્મા કોઇ સાથે બંધાયેલો છે નહીં તે અને તેમાં પણ

બંધ પ્રતિત થાય છે. તે કેવલ મૂઢોની કલ્પના માત્ર છે. નામ અભિમાન માત્ર છે. તેમાં પ્રમાણ એ છે કે (मुक्ताऽभि मानी मुक्तोहि बद्धो बद्धाऽभि मान्यपि) તેવું અષ્ટાવક્રે પ્રસિદ્ધ કર્યું છે. હવે તેમાં દૃષ્ટાન્ત દ્વારા કહ્યું છે કે-એક રાજા પોતે નિદ્રાવશ થયેલ છે, અને તેને સ્વપ્નુ આવ્યું કે મારૂં રાજ કોઇ રાજાએ છીનવી લીધું. અને તેવી અવસ્થાથી પરદેશમાં જવું પડયું. તે સમયે એક ભિક્ષુકી અવસ્થા ભોગવી જીવન વ્યતિત કરૂં છું. તેટલામાં ત્યાં મહાન્ કાળ પડયો. જેથી ભિક્ષા પણ મળવા લાગી નહીં તથા કેવળ નિરાહારિ રહે તો હતો; ત્યારે તેને કોઇ રાજાનો બગીચો મળી આવ્યો, તેમાં સુંદર ફળ પ્રત્યક્ષ થતાં ક્ષુધાર્થી પીડિત રાજાએ તે ફળ લેવાનો વિચાર કર્યો. રાત્રિ થતા તે બગીચામાં પેઠો, ને ફળ લીધા. તેટલામાંજ તે બગીચાને સાચવનાર પુરૂષ આવ્યો ને આ રાજાને કાંટાવાળા વૃક્ષની સાથે બાંધ્યો પછી ત્યાં કાંટા વાગવાથી પીડાતો રાજા પોકાર કરવા લાગ્યો. તેટલામાં તે રાજા જાગૃત થયો. તો જેવું હતું તેવુંજ રાજ્ય પોતાનું પ્રત્યક્ષ થયું. અને તે યથાસ્થિત જે પ્રમાણે હતો; તેવીજ રીતે સુખી છું. નથી પરદેશ, નથી ક્ષુધા, નથી કોઇના બગીચે જઇ ચોરી કરી નથી રાજ્યપણ ગયું. કોઇએ પકડયો પણ નથી. કેવલનિદ્રાવશ ભ્રમ માત્રજ હતો; તેવીજ રીતે આ આત્મામાં અવિદ્યાકલ્પિત બંધ જીવોએ કલ્પના કરેલ છે. તેમાં કંટક ઉદ્ધારની માફક આત્માયથા સ્થિત અહં બ્રહ્મરૂપ જ્ઞાની કેવળ નિત્ય મુક્ત, અસંગ નિર્વિકારી છે. એ પ્રકારે નિત્ય મુક્ત જે પરબ્રહ્મ છે. અર્થાત્ જે માયા અવિદ્યાનુ અધિષ્ઠાન જે સર્વથીપર છે. એવું જે બ્રહ્માપને બૃહત્ એટલે મહાન જે બ્રહ્મ નિત્યરૂપ એટલે ત્રય કાલા બાધ્ય સ્વરૂપ છે. (तदेवाहमस्मि) અર્થાત્ તે બ્રહ્મ હું છું. (આ પ્રમાણે પૂર્વોક્ત વાર્ત્તાલાપ સાંભળતા શિષ્યને શંકા ઉત્પન્ન થઇ, કે તુરતજ ગુરૂ પ્રત્યે કહેવા લાગ્યો.

શિષ્ય ઉવાચ—હે ગુરૂજી મહારાજ ! પૂર્વમાં કહ્યું કે આત્મા મન તથા વાણીથી અતિત છે. તો વેદ કિયા પ્રકારથી

આત્મસ્વરૂપ બ્રહ્મનું પ્રતિપાદન કરે છે. તો વાણીનો વિષય નથી એ પ્રમાણે કહેવું તે કેવી રીતે સંભવે ? તે કૃપા કરીને વિસ્તાર પૂર્વક કહો. ત્યારે આચાર્ય કહે છે.

આચાર્ય ઉવાચ—હે અધિકારિ છાત્ર વર્ગ ! તમોએ જે શંકા કરી છે. તેનું સમાધાન હું આપને કહું છું. તે સ્વસ્થ ચિત્તે શ્રવણ કરો. પ્રથમતઃ પ્રમાણ આપું છું કેઃ—

॥निषेधे कृते नेति नेती ति वाक्यैः
समाधि स्थितानां यदाभाति पूर्ण
अवस्था त्रयातीत, मद्वैत मेकं,
परब्रह्म नित्यं तदेवा ऽहमस्मि ॥ ३७ ॥

યદ્યપિવેદ બ્રહ્મનું પ્રતિપાદનકરે છે. તથાપિ તે નિષેધ મુખથી કરે છે. વિધિ મુખથી નથી કરતો તેમાં આત્મા મન તથા વાણીનો વિષય નથી.

ગજલ.

નથી સ્થૂળ એ, નહીં સૂક્ષ્મ એ, નથી ભૂત એ, ન ભૌતિક એ.
ન સ્થાવર એ, ન જંગમ એ, નથી દેવ એ, ન દાનવ એ.
(નથી સ્થૂળ એ) ટેક.
ન મનુષ્ય એ, નથી પશુ એ, નહીં સ્ત્રીએ, નથી પુરૂષ એ;
ન દેશ એ, ન વિદેશ એ, ન રાત્રિ એ, ન દિવસ એ. નથી ૨
નથી સ્વર્ગ એ, નથી નર્ક એ, નથી દુર એ, ન સમીપ એ,
નહીં રંક એ, નથી ભૂપ એ, નહીં વર્ણએ, ન આશ્રમ એ, નથી ૩
ન બાળક એ, નથી વૃદ્ધ એ, નહીં જન્મ એ, નથી મર્ણ એ,
નથી બંધ એ, નહીં જીવ એ, નથી મોક્ષ એ, ન ઇશ્વર એ, નથી ૪
નહીં બ્રહ્માએ, નથી વિષ્ણુ એ, નથી સૂર્યએ, નહીં ચંદ્ર એ,
નહીં દ્રશ્ય એ, નથી શ્રાતા એ, નથી વક્તા એ, ન બ્રહ્માન્ડ એ, નથી ૫
નથી ગુરૂ એ, નહીં શિષ્ય એ, નથી જ્ઞેય એ, ન પ્રત્યક્ષ એ,
નહીં જ્ઞાતા એ, નથી દીર્ઘ એ, નથી લઘુએ, ન પરોક્ષ એ, નથી ૬
નથી તમ એ, ન પ્રકાશ એ, નથી માયાએ, ન અજ્ઞાન એ,
નહીં જન એ, નથી સ્વામી એ, નથી પાપ એ, નથી પુણ્ય એ, નથી ૭

નથી દુઃખ એ, નહીં સુખ એ, નથી રંગ એ, ન સ્વરૂપ એ,
નથી સાધુ એ, નહીં વેદી એ, નથી વસ્તિએ નથી ખંડએ, નથી ૮
ન અસ્તિ એ, નહીં નાસ્તિ એ, નથી જડ એ, ન અજડ એ,
ન ઘટતા એ, ન વધતા એ, ન લખાતા એ, નિરંજન એ. નથી ૯

ઇત્યાદિ નિષેધ મુખથી વેદ તો પ્રતિપાદન કરે છે. ઉપરોક્ત વાર્તા બૃહદારણ્યક ઉપનિષદ્‌માં શ્રુતિદ્વારાએ પ્રસિદ્ધ છે. ( द्वावेव ब्रह्मणो रुपे मूर्तं चैवा मूर्तं चेति श्रुतेः ) મૂર્ત માત્રને પૃથ્વી, જલ, અગ્નિ ને અમૂર્ત્તિ કહીએ. આકાશ, વાયુ જે સૂક્ષ્મ છે તે બન્ને પણ મૂર્તા મૂર્ત બ્રહ્મને વિષે નેતિનેતિ કરી ત્યાગી દે. તેવો ઉપરોક્ત શ્રુતિનો અર્થ છે. એ પ્રમાણે નિષેધ મુખથી વેદ પ્રતિપાદન કરે છે. તો સિદ્ધાન્ત આવ્યો, કે. વાણી તથા મનનો વિષય બ્રહ્મ નથી, ત્યારે શિષ્ય કહેવા લાગ્યો.

શિષ્ય ઉવાચ—હે ગુરૂજી મહારાજ ! કોઇપણ બ્રહ્મનો વિષય નથી ત્યારે તો કેવળ શૂન્ય બ્રહ્મ અવશેષમાં રહ્યું. તો તે શૂન્ય છે, કે, કેમ, તે કહો ? ત્યારે આચાર્ય કહે છે.

આચર્ય ઉવાચ—હે શિષ્ય ? બ્રહ્મ તો શુન્ય છેજ નહીં કારણ અન્ય સર્વનો નિષેધ કરવા અવધિભૂત અનુભવરૂપ બ્રહ્મ પ્રત્યક્ષ સિદ્ધ છે. પરંતુ ગુરૂ તથા ઇશ્વર પ્રસાદથી શુન્ય જે મૂઢ પુરૂષો છે, તે તેને પ્રત્યક્ષ જોઈ શકતા નથી. કારણ કે જે વસ્તુ અતિન્દ્રિય છે. તથા મન બુદ્ધિથી પણ જે અગ્રાહ્ય છે. તેમાં પ્રમાણ ( अग्राह्य मव्यवहार्यं मलक्षण, मचिन्त्य मितिश्रुतेः ) અર્થ—એકે આત્મા કર્મેન્દ્રિયો તથા જ્ઞાનેન્દ્રિઓથી અગ્રાહ્ય છે. તેમજ મન પણ જેનું ચિન્ત વન કરી શકતું નથી. તેવીજ રીતે બુદ્ધિથી પણ લખી શકાતું નથી. તો એ હેતુથી કરી મલીન બુદ્ધિવાળા બ્રહ્મને જાણી શકતા નથી. તથા તે કોણ જાણી શકે છે. તેના જવાબમાં ( समाधि स्थितानां यदा भाति पूर्णं ) જે સમાધિમાં બેઠેલો પુરૂષ છે તે પરિપૂર્ણ બ્રહ્મને સમ્યક પ્રકારથી પ્રત્યક્ષ કરી શકે છે. અર્થાત્ યથાર્થ તેને કરામલકવત્ ભાસે છે. તો સમાધિ સ્થિતિ કોને કહી શકાય ? તેના જવાબમાં જેની

આધિ. વ્યથા તમામ પ્રકારથી શાન્ત થઈ ગયેલ છે. એવો જે બ્રહ્મનિષ્ઠા સંપન્ન જે તત્વ દર્શી પુરૂષ છે. તેને સમાધિ સ્થિત કહેવામાં આવે છે. તેમાં પ્રમાણ પણ મળી આવે છે. ( **अहमेव परब्रह्म ब्रह्माऽहमिति संस्थितिः ॥ समाधिः सतुविज्ञेयः सर्व वृत्ति विरोधकः** જે પર બ્રહ્મ છે. તેજપર બ્રહ્મ હું છું. તે દૃઢ નિશ્ચય કરીને પરિછિન્ન અને અપરોક્ષતાની ભ્રાન્તિ તેને દુર કરીને પરિપૂર્ણ જે બ્રહ્મ તેમાં જેની અચલ સ્થિતિ છે. તેને સમાધી જાણવી તે સમાધિ કેવી છે. કે તમામ વૃત્તિની નિરોધક છે. તો જે ઉપરોક્ત સમાધિ પ્રકારક સમાધીમાં સ્થિત છે. તે સર્વ બાહ્યાભ્યન્તર બ્રહ્મમયજ પ્રત્યક્ષ કરે છે. તેમાં પ્રમાણ છે કે (**देहाभिमाने गलिते विज्ञाते परमात्मनि, यत्र यत्र मनोयाति तत्र तत्र समाधयः** ) અર્થ દેહાદિ અનાત્માના અભિમાનને નિવૃત્ત કર્યા પછી અને પરમાત્મા જે અહમસ્મિ એવો અપરોક્ષ જાણ્યાથી જ્યાં જ્યાં મનની વૃત્તિ જાય છે, ત્યાં ત્યાં તત્સ્વરૂપ બ્રહ્મનેજ દેખે છે. એજ પરમ સમાધિ છે. અથવા તો ( **वृत्ति विस्मरणं सम्यक् समाधि रमि धीयते** ) અર્થ-બ્રહ્માનું સંધાન કરવાથી અન્ય વૃત્તીનું વિસ્મરણ થવું, તેને પણ સમાધિ કહે છે. આ પ્રમાણે વૃત્તિ ભેદથી સમાધિ ઘણાં પ્રકારની છે. પણ બ્રહ્મનિષ્ટાનો તમામ સમાધિમાં અન્વય છે. તો તે સમાધિસ્થિત કેવી રીતે માલુમ પડે? તેના જવાબમાં એકે શ્રી ભગવાનને તેમનો પરમ શિષ્ય જે અર્જુન છે, તેણે પૂછ્યું કે—હે ભગવાન, જે પુરૂષ બ્રહ્મનિષ્ઠ છે. તેની ભાષા કેવી છે? તે કેવી દશામાં રહે છે? તથા તેના કેવા લક્ષણો હોય છે અને કેવા પ્રકારથી ચાલે છે? તે કૃપા કરીને કહો? ત્યારે શ્રી કૃષ્ણ પરમાત્મા કે જે પરમ ભાગ્યશાલીનેજ પ્રત્યક્ષ થાય છે. ને જે. ધર્મોને સ્થાપનાર છે, તેઓ પોતાના સખા પ્રત્યે કહેવા લાગ્યા.

**प्रजहाति यदाकामा न्सर्वा न्पार्थ मनोगतान्**
**आत्म न्ये वात्मना तुष्टः स्थित प्रज्ञ स्तदोच्यते ॥२८॥**

दुखेष्वनु द्विग्न मना सुखेषु विगतः स्पृहः वित्तराग भयक्रोधः स्थितधी मुनिरुच्यते ॥ હે અર્જુન જે પોતાના પરમાનન્દ સ્વરૂપ આત્મામાં પોતેજ પરમ શાન્તિ પામી પ્રસન્ન રહે છે. અને મનમાં વિષયાદિ પદાર્થોથી ઉત્પન્ન થયેલી તુચ્છ કામનાઓને ત્યજી દેછે. અને દુઃખમાં જેને ઉદ્વેગ ઉત્પન્ન થતો નથી. ને સુખમાં જેને મોહ ઉત્પન્ન થતો નથી અને પ્રીતિ, ભય, ક્રોધથી જે રહિત હોય; તે સમાધિસ્થ સ્થિત પ્રજ્ઞ મુની કહેવામાં આવે છે.

આચાર્ય ઉવાચ—અને જ્યારે જેને દેહ, ઘર, દારા, પુત્ર વિત્ત અને કુટુંબમાંથી સ્નેહ છુટી ગયો છે, અને ઇષ્ટ જે અનૂકુળ ઇચ્છાનો વિષય પ્રાપ્ત થવાથી આનંદ વા શોક ઉત્પન્ન થતો નથી. તેને સ્થિત પ્રજ્ઞ જાણવો. અને જે કોઇ દિવસ પણ ઇન્દ્રિયોનો વિશ્વાસ કરતો નથી. કારણ કે ઇન્દ્રિયોને પોતાના માની જે પુરૂષ તેનો વિશ્વાસ રાખે છે, તે કેવળ મૂઢ પુરૂષ જાણવો. જેવી રીતે અસિ, અને સ્ત્રી, તથા અગ્નિ તથા અરિ, અશ્વાદિઓ પોતાના જાણી વિશ્વાસ કરવા યોગ્ય નથી. તેવીજ રીતે ઇન્દ્રિયો તથા મનનો પણ સ્વવશ જાણી વિશ્વાસ કરવા યોગ્ય નથી અને જો સ્વવશ જાણીને વિશ્વાસ કરે તો વિદ્વાન પુરૂષોને પણ ચલાયમાન કરે છે, તે નિઃસંદેહ છે. તો એ હેતુથી કરી પંચ વિષયોનો વૃત્તિ દ્વારા ત્યાગ કરી સ્વરૂપાનુંસંધાની વૃત્તી જેણે સ્થિર કરી છે તેને પ્રતિષ્ઠ પ્રજ્ઞ કહે છે. તે પ્રતિષ્ઠા કેવી છે, કે—સમુદ્રની માફક અચલ છે. જે પોતાનું બ્રહ્માનંદ રૂપ છે, તેમાં મગ્ન રહે છે. અને દેખવામાં તો અન્ય અજ્ઞાની માફક શરીર નિર્વાહક ચેષ્ટા કરે છે અર્થાત્ કર્મો બાકી રહેલા, જે પ્રારબ્ધ માત્ર છે. તેને અનુસરી ક્રિયા કરે છે. પરંતુ અન્તર્ગત હૃદયમાં જ્ઞાની અને અજ્ઞાનીને રાત્રિ દિવસનો સરખો ભેદ છે. આવી રીતે જે સ્થિત પ્રજ્ઞ મહાત્મા તેનું લક્ષણ શ્રી કૃષ્ણપરમાત્મા મુખથી ઘણુંજ વિસ્તારાયેલું છે. તેવીજ રીતે ઉપનિષદ તથા ભાગવતાદિ પુરાણોમાં સાંભળવામાં આવે છે. પણ ગ્રંથનું લંબાણ થાય એ હેતુથી અત્રે સંક્ષિપ્તમાં જણાવ્યુ છે. અને મહાન્ પુરૂષોના અનુભવોથી લક્ષ છે. તે કોઇ

પણ સાધારણ પ્રાણી કહેવાને સમર્થ નથી. કારણ કે તે સ્વયં વેદ્ય છે. પણ અ સંવેદ્ય નથી. તેથી તેના ઉપલક્ષણ. જે ભૂષણો છે, તેને સંક્ષિપ્તમાં કહેલા જે સમાધિ સ્થિત મહાત્માઓ છે. તેને પોતાનું પર બ્રહ્મસ્વરૂપ સંપૂર્ણ પ્રકારથી ભાસે છે. એ હેતુથી કહેવામાં ઉપરોક્ત સંબંધે સિદ્ધાન્ત આવ્યો છે કે? બ્રહ્મ શુન્ય નથી. (ત્યારે શિષ્ય કહેવા લાગ્યો.

શિષ્ય ઉવાચ—હે ગુરૂ મહારાજ ? કોઇ એક જ્ઞાનીને પ્રત્યક્ષ બ્રહ્મ થયું. અને તમામને અપ્રત્યક્ષ બ્રહ્મ છે. તો તે બ્રહ્મ છે. તેમ માનવું અસંભવિત ગણી શકાય કે કેમ ? કારણ લોકમાં કહેવત છે કે-(ઝાઝે મતે કાયદો પસાર થાય) માટે જ્યાં સુધી તમામના જાણ્યામાં ન આવી શકે, ત્યાં સુધી એકજ મહાત્માનું શી રીતે મનાય ?

આચાર્ય ઉવાચ—હે શિષ્ય ? તમો જ્યારે કુતર્કથી એમ કહો છો કે બ્રહ્મ છેજ નહીં. ત્યારે તેવા મૂઢ પુરૂષને હું પ્રશ્ન પૂછું છું કે, જે તમોએ આત્મા છે નહીં, તેમ કહ્યું-તે સ્વતઃ અનુભવથી વા પરમનુષ્યના વાકયોથી અથવા વેદ વાકયોથી કહો છો. તેનો ઉત્તર આપો ? અને વળી આત્મા નથી એવો અનુભવ કરવાવાળોજ કોણ છે ? કારણ અનુભવ રૂપજ આત્મા છે, તે અનુભવથી આત્માનું નાસ્તિત્વ પ્રતિપાદન કરવું. તેજ અસંભવિત છે. જો પરપુરૂષદ્વારા સાંભળ્યું હોય; તો જેની પાસેથી સાંભળ્યું હોય, તેને જઇને પૂછો કે તમે પણ પોતાના અનુભવથી કહો છો કે, અપરલોકોના કહેવાથી, આત્માનું નાસ્તિત્વના પ્રતિપાદન કરો છો. અને તેને પૂછતાં તે પણ કહેવા લાગે કે, પોતાના અનુભવથી કહું છું. તો પૂર્વ કહેલો દોષ ત્યાં પણ આવશે. અને જો સાંભળ્યાથી કહેતો હોય; તો અનવસ્થા દોષ લાગુ પડશે. અને પરંપરા આંધળો પ્રસંગ ચાલશે. તેથી આત્મા નથી તેમ તેનું કહેવું અસંભવિત છે. અને વેદ વાકયથી સાંભળ્યું હોય તો આત્મા નથી તેવું વેદવાકય કયું છે. જવાબમાં કોઇ પણ એવું વેદવાકય નહીં મળે કે, જેમાં આત્માનું નાસ્તિત્વ પ્રતિપાદન કર્યું હોય, તેથી

ત્રણે વાતથી આત્મા નથી. તેમ કહેવું અત્યન્ત વિરોધી વાક્ય છે. અને જગત એટલે પ્રપંચી તેને મિથ્યા કહેલું છે. તેતો અમારે પણ ઇષ્ટજ છે. તેથી જગત પ્રપંચના નિષેધદ્વારા અનુભવ રૂપ આત્માનું અસ્તિત્વ પ્રતિપાદન થયું. તો હવે પૂર્વમાં કહેલું જે જ્ઞાનીને આત્માતો બ્રહ્મરૂપ અનુભવાય છે. તેવો અન્યને નથી અનુભવાતો. તેના જવાબમાં એજ કે, આત્મા યદ્યપિ સર્વ પોતાનું સ્વરૂપ છે પરંતુ ગુરૂ ઉપદેશથી રહિત જે મૂઢાત્મા છે, તે આત્મા નથી. પ્રત્યક્ષ કરી શકતો અને જ્ઞાની દેખી શકે છે. તેમાં પ્રમાણ એ છે કે ( मूढात्माना नुपश्यन्ति पश्यन्ति ज्ञान चक्षुषः ) અર્થ એ છે કે--ગુરૂ શાસ્ત્રથી વિમુખ જે મૂઢાત્મા છે. તે આત્મતત્વ પ્રત્યક્ષ કરી શકતો નથી. અને ગુરૂકૃપાથી જેને જ્ઞાનચક્ષુ ઉઘડેલા છે તે દેખી શકે છે અને પૂર્વ કહ્યા પ્રમાણે કોઇ એક જ્ઞાનીને બ્રહ્મ પ્રત્યક્ષ થયું પણ એવા ઘણાક પુરૂષોને બ્રહ્મ સાક્ષાત્કાર થયેલું છે. પરંતુ અનેક પુરૂષોને પ્રત્યક્ષ નથી થતું. તેમ શંકા કરી તેના જવાબમાં કહું તે સાંભળો કે જે ઉલુક ( ઘુવડ ) નું તમામ કુલ અને તેના ગુરૂ અને તેના સજાતીય જે તમ દર્શી એ ત્રણેએ કોઇ દિવસ સૂર્યને દેખ્યો નથી. પરંતુ ઉલુકના બચ્ચાંએ હંસપક્ષીના સંગથી સૂર્યનું દર્શન કર્યું. પછી તે બાળકે પોતાના વૃદ્ધોને કહ્યું કે મેં દીવાકર શ્રી સૂર્યનારાયણના શાક્ષત્ દર્શન કર્યા. ત્યારે તે સાંભળી તેમના કુટુંબ પરિવાર કહેવા લાગ્યા કે અમો કોઇએ પણ સૂર્ય છે. તેમ સાંભળ્યું નથી. તો પ્રત્યક્ષ તો સંભવેજ ક્યાંથી ? યદ્યપિ ત્યાંના લોકો કહે છે, પરંતુ તે મિથ્યા ભાષણ છે. અને આ એક બાલકનું કહેવું યથાર્થ છે તો જેવી રીતે તમામ આંધળા મળી કહેવા લાગે છે કે શરદઋતુની પૂર્ણીમાનો ચંદ્ર આકાશમાં છેજ નહીં. અને એક પાંચ વર્ષના બાળકે પૂર્ણીમાનો ચંદ્રમા આકાશમાં જોયો. તો તે જેવી રીતે ઘણાક અંધઃ પુરૂષોએ ચંદ્ર નથી તેમ કહ્યું, છતાં એક પાંચ વર્ષના બાળકના જોવાથી છે. તેમ સિદ્ધ થયું. કે, તમામ પુરૂષોનો અનુભવ મિથ્યા છે. અને એક બાળકનો અનુભવ સાચો છે તેવીજ રીતે

જે વિવેકથી હીન મૂઢ પુરૂષો છે કે જે આત્માનું પ્રત્યક્ષ નહીં થવાથી તે છેજ નહીં તેમ કહેવાવાળા છે. તેનો અનુભવ મિથ્યા છે. તેમજ વેદનો વિરોધી છે અને કોઇ એક જ્ઞાની પુરૂષે આત્માને પ્રત્યક્ષ જોયો, તો તેનો અનુભવ યથાર્થ છે. તેમ સિધ્ધાન્ત આવ્યો. તે જ્ઞાની કેવી રીતે આત્માને દેખેછે. પરોક્ષ રીતીથી વા અપરોક્ષતાથી ત્યાં પ્રમાણ આપે છે કે ( अवस्था, तृयातीतः ) અર્થ એ કે ત્રણ અવસ્થા જે જાગૃત, સ્વપ્ન શુષુપ્તિ છે. તેના સાક્ષી જે પ્રત્ય આત્મા નિત્ય અપરોક્ષ છે તેને સ્થાલી પુલક ન્યાય વડે નિશ્ચય કરીને પરિપૂર્ણ પરમાત્મા સ્વરૂપ અપરોક્ષ રીતીથી જુએ છે ત્યારે શિષ્ય કહે છે.

શિષ્ય ઉવાંચ—હે ગુરૂજી મહારાજ ? આપે જે ત્રણ અવસ્થાથી અતિત આત્મા કહ્યો. તે ત્રણ અવસ્થાઓની પ્રક્રીયા યદ્યપિ પ્રથમ અધ્યાયમાં આપ સમજાવી ગયેલા છો છતાં વિસ્તાર પૂર્વક ચાલુ પ્રકરણ પુનઃ કથો. જેથી તે બાબતમાં અમોને દૃઢજ્ઞાન ઉત્પન્ન થાય. ત્યારે ગુરૂ મહારાજ કહેવા લાગ્યા.

આચાર્ય ઉવાચ—હે શિષ્ય ? આપના કહેવા પ્રમાણે યદ્યપિ પ્રથમા ધ્યાયમાં વર્ણન કરેલું છતાં ( द्विर्बद्धं सुबद्धं भवति ) અર્થ બે વખત બાંધવાથી ગાંઠની બાંધણી મજબુત ગણાય છે તેવા ન્યાયથી આપને તે પ્રકિયા ફરીથી કહી સંભળાવું છું તે સ્વસ્થચિત્તે શ્રવણ કરો. તેમાં પ્રથમ જે જાગૃતાવસ્થા છે તેનું લક્ષણ એવું છે કે, વિશ્વનામક અભિમાની નેત્ર સ્થાનમાં રહી ઓગણીસ મુખોથી સ્થુલ ભોગો ભોગવે છે તેને જાગૃત કહે છે. ઓગણીસ જે મુખ કીધાં તેના લક્ષણ જણાવું છું તે એવી રીતે કે—પાંચ પ્રાણ ચાર અન્તઃકરણ, પાંચકર્મે ન્દ્રિય, પાંચ જ્ઞાને ન્દ્રિય, તે પ્રમાણે તમામને એકઠાં કરતાં ૧૯ મુખ થાય છે તેમાં પાંચ પ્રાણ તે ક્રિયારૂપ છે. તેના નામ વ્યાન, સમાન, ઉદાન, પ્રાણ, અપાન આ પાંચ નામથી તે પ્રસિદ્ધ છે, તે યદ્યપિ એકજ વાયુ છે. પરંતુ ક્રિયાના ભેદથી તેની જુદી સંજ્ઞા પડેલ છે વલન ક્રિયા, એટલે

જેના વડે કરી અંગ વળી શકે છે, તેને વ્યાન કહે છે. અને ઉદક ( જલ ) અને અન્નનો વિભાગ કરનાર ઉદાનવાયુ કહેવાય છે. તેમજ ઉદાનની બીજી ક્રિયા એ છે કે, કંઠમાં હીતાના નામક જે નાડી છે તેમાં પ્રવેશ કરી સ્વપ્ન દેખાડે છે. અને શ્વાસો શ્વાસ રૂપ ક્રિયા કરવાથી પ્રાણ કહેવાય છે. અને અન્નનો ઉત્સર્ગ કરવાથી અપાન કહેવાય છે. અને સમભાગે વર્ત્તતો હોવાથી સમાન કહેવાય છે. આ પ્રમાણે ક્રિયા ભેદથી પાંચ પ્રકારનો કહેલ છે. અને તેવીજ રીતે તે પાંચ વાયુને રહેવાના પંચસ્થાન પણ કહું છું. સમાન નાભીસ્થાનમાં રહે છે. ઉદાન કંઠસ્થાનમાં, પ્રાણ હૃદયસ્થાનમાં, ને અપાન ગુદાસ્થાનમાં રહે છે વળી વ્યાન તમામ અંગસ્થાનમાં રહે છે. આ પ્રમાણે તેની ક્રિયા તથા સ્થાન કહ્યાં. વળી નાગ, કૂર્મ, કૃકલ, દેવદત્ત, ધનંજય આ પાંચ વાયુ ગૌણ પ્રકારથી રહેલ છે. તેની ક્રિયાપણ અનુક્રમે, ઉદ્ગાર, નિમેષ, છીંક, જાંભણુ, પોષણુ, આ પ્રમાણે તેની પાંચ ક્રિયા છે. આવી રીતે દશ વિધ વાયુને જાણવા તે પાંચ મુખ્ય કહ્યા છે. અને ચતુર્દશ મુખ્ય ત્રિપુટી છે. તે પણ કહું છું. ચાર અન્તઃકરણ, દશેન્દ્રિય તે અધ્યાત્મ છે. અને તેના ચતુર્દશ (૧૪) તેને અધિભૂત કહેવાય છે. તેના ચૌદ દેવતાઓ અધિ દેવ છે. હવે જે મન તે અધ્યાત્મ છે. (તેનો વિષય છે. તે અધિભૂત છે). અને ચંદ્રમા તે અધિ દૈવ છે. તેવીજ રીતે બુદ્ધિ અધ્યાત્મ છે, નિશ્ચય અધિભૂત છે. હિરણ્ય ગર્ભ અધિ દેવ છે. અને ચિત્ત અધ્યાત્મ, ચિંતવન અધિભૂત, વાસુદેવ અધિ દૈવ, અને વળી અહંકાર અધ્યાત્મ, અભિમાન અધિભૂત, રૂદ્ર અદિ દેવ છે. તેવીજ રીતે ત્વચા ઇન્દ્રિય અધ્યાત્મ, સ્પર્શવિષય અધિભૂત, અનિલ અધિ દૈવ છે. શ્રોત્ર અધ્યાત્મ છે, શ્રોતવ્ય અધિભૂત છે. અને દિશાઓના અભિમાની અધિ દેવ છે. તે પ્રમાણે ચક્ષુરિન્દ્રિય અધ્યાત્મ છે. રૂપ દર્શન વિષય, અધિભૂત છે. ને ભાનુ આધિદૈવ છે. રસના ઇન્દ્રિય અધ્યાત્મ, રસવિષય અધિભૂત છે. જલ અભિમાની વરૂણ અધિદૈવ છે. તેવીજ રીતે ઘ્રાણેન્દ્રિય અધ્યાત્મ છે. ગંધવિષય અધિભૂત છે. પૃથ્વી અધિ

દૈવ છે. કોઇ ઘ્રાણેન્દ્રિયને અશ્વિનિકુમાર અધિ દૈવ પણ કહે છે. વાક ઇન્દ્રિય અધ્યાત્મ છે. વાણી ( વક્ત વ્યશબ્દ ) વિષય અધિભૂત છે. અગ્નિના અભિમાની અધિદેવ છે. પાણી ઇન્દ્રિય અધ્યાત્મ છે. પદાર્થ ગ્રહણાદિક્રિયા અધિભૂત સુરેન્દ્ર અધિદેવ છે. પાદ ઇન્દ્રિય અધ્યાત્મ, ગમના ગમનક્રિયા અધિભૂત અને ઉપેન્દ્ર અધિદેવ છે. ઉપસ્થ ઇન્દ્રિય અધ્યાત્મ છે. શુક્ર, મુત્ર ત્યાગરૂપક્રિયા અધિભૂત છે. પ્રજાપતિ અધિદેવ છે. વાયુ ઇન્દ્રિય અધ્યાત્મ, મલવિસર્જનનાદિ ક્રિયા અધિભૂત, મૃત્યુ નામયમ અધિદેવ છે. આ પ્રમાણે બેતાલીસ તત્વોને જાણવાવાલો જે સાક્ષીરૂપ આત્મા છે. તે બ્રહ્મ સ્વરૂપ છે. જે ઉપરોક્ત ચતુર્દશ ત્રિપુટી તે તેનાં મુખ જાણવાં. અને પૂર્વોક્ત પાંચ પ્રાણ મળી ઓગણીસ મુખ માંડુક્ય ઉપનિષદ વિષે કહેલાં છે. એ પ્રમાણે ઇશ્વર રચીત શબ્દાદિ વિષય ભોગભોગવાય છે. તેને જાગૃત અવસ્થા કહે છે. અને તૈજસનામક અભિમાની કંઠસ્થાનમાં રહી મનોમય એકવીશ મુખથી મનરચિત પ્રવિક્ત ભોગોને ભોગવે છે. અર્થાત્ અનિર્વચનીય નવીન સર્વ સામગ્રીને રચીને ભોગોભોગવે છે. તેને પંડિત પુરૂષો સ્વપ્નાવસ્થા કહે છે. અને પ્રાજ્ઞ નામા અભિમાની હૃદયસ્થાનમાં રહી અવિદ્યા વૃત્તિ મુખથી અજ્ઞાન આવૃત જે સ્વરૂપાનંદ તેને ભોગવે છે. અને જાગૃત સ્વપ્નાવસ્થાનો જેમાં અભાવ છે તેને સુષુપ્તિ અવસ્થા કહે છે. ઉપરોક્ત, ત્રણે અવસ્થાને પ્રકાશ કરવાવાળો જે ચૈતન્ય સાક્ષી છે. તેને જ્ઞાની પુરૂષ બ્રહ્મરૂપથી દેખે છે. તે અર્થ સિધ્ધ થયો. અને આત્મા ત્રણે અવસ્થાશી જુદો છે તે પૂર્વોક્ત બોધ ઉદય દેશમાં ( પહેલા અધ્યાયમાં ) યથાસ્થિત કહી આવ્યા છીએ એ હેતુથી વિસ્તાર કરેલ નથી. આ પ્રમાણે ત્રણ અવસ્થાતીત જે સાક્ષી આત્મા છે. તેને જ્ઞાની નિત્ય અપરોક્ષરૂપ દેખે છે. ને તે સાક્ષી બ્રહ્મ સ્વરૂપજ છે. તેમાં લેશ માત્ર પણ ભેદ નથી. તેમાં પ્રમાણ ( अद्वैत मेक मिति ) અદ્વૈત નામ દ્વૈતભાવ શુન્ય આત્મા એકજ છે. અર્થાત્ જીવ, ઇશ્વર જગત્માં એક આત્માજ છે. તેથી આત્મા અને બ્રહ્મ એકજ છે. એ હેતુથી દ્વૈત ભિન્ન આત્મા છે, તે સિદ્ધ છે.

શિષ્ય ઉવાચ--હે ગુરૂજી મહારાજ ? જીવ અને ઈશ્વરનો જગતમાં તો પ્રત્યક્ષ પરસ્પર ભેદ દેખાય છે. અને તમે તો અદ્વિતીય, એકજ કહોછો, કારણકે જીવતો કર્મ ને ઉપાસનાનો કર્ત્તા છે. પણ ઈશ્વર તો તેના ફલનો દાતા છે તથા તે સર્વજ્ઞ છે, સર્વ શક્તિ ધામ છે, વગી જગદ્યોની ઇત્યાદિ ઇશ્વરમાં ગુણ રહેલા છે. તે જીવોમાં દેખાતા નથી. ને જીવ તથા ઇશ્વરમાં--પ્રત્યક્ષ ભેદ દેખાય છે. તો તે બન્નેની એકતા માનવી અસંગત છે. જો એક માનશો તો કર્મને ઉપાસના અને તેના ફળ પ્રતિપાદક જે શાસ્ત્રો છે, તે તમામ નિષ્ફળ થશે. આ કારણથી એક અદ્વૈત આત્મા કહેવો અસંભવિત છે. આવી રીતે જીવોનો પણ પરસ્પર ભેદ માલુમ પડે છે, કોઇ બંધ, કોઈ મુક્ત, કોઈ સુખી, કોઈ દુઃખી આ પ્રમાણે ભાસે તો ઉપરોક્ત ભેદ કેમ માલુમ પડે ? કારણકે મનુષ્ય તથા પશ્વાદિમાં પરસ્પર ભેદ પ્રસિદ્ધ છે અને જો એકજ આત્મા હોય; તો મનુષ્યોને આત્મતત્વનું જ્ઞાન થાય છે. તેવીજ રીતે પશુઓને પણ થવું જોઇએ. પશુ તથા વૃક્ષમાં પણ ભેદ છે. કારણ પશુ અન્યોઽન્ય વિલાસ કરી શકે છે. અને વૃક્ષો તો તે પણ નથી કરી શકતા. આથી વૃક્ષ તથા પાષાણ દ્વૈત પણ જડ છે. તેમાં ભેદ પ્રત્યક્ષ માલુમ થાય છે. કારણ વૃક્ષમાં કાંઇક ચૈતન્યાંશ માલુમ પડે છે. પણ પાષાણ ( પત્થર ) માં બિલકુલ ચૈતન્ય પણ દેખાતું નથી. આ પ્રમાણે પરસ્પર તમામમાં ભેદ દૃષ્ટિગોચર થાય છે. અને તમે તો ( एकमेवा द्रितीय मिति ) એકજ અદ્વિતિય આત્મા માનો છો તે તદ્દન અસંગત ગણી શકાય છે ?

આચાર્ય ઉવાચ--હે શિષ્યો ? પ્રથમ જે તમોએ જીવ ઇશ્વરનો ભેદ કહ્યો તે તદ્દન અસંભવ છે, કારણકે ચૈતન્ય એક અસંગ છે. તેમાં કોઇ પણ વાતનો સંભવ જાણી શકાતો નથી કારણ એજ છે કે શુદ્ધ ચૈતન્ય કર્મ તથા ઉપાસનાનો કર્ત્તા છે. નથી કોઇ ફલદાતા ત્યારે કર્મ તથા ઉપાસનાનો કર્ત્તા તથા ફલદાતા કોણ છે ? તેમ કહેતો તેના જવાબમાં એજ છે કે—એકજ ચૈતન્યનો આ-

ભાસ જે બુદ્ધિમાં પડયો તે આત્મા સુ બુદ્ધિરૂપી ઉપાધિથી કર્મ ઉપાસનાનો કર્ત્તા બને છે અને તેજ એક ચૈતન્યનો માયામાં પડેલો જે આત્માનો સતેજ આભાસ કર્મ તથા ઉપાસનાનો ફલદાતા છે. તેજ આત્મા ઇશ્વરરૂપથી માયાના યોગમાં પ્રતિત થાય છે. અને જગતયોની વા સર્વજ્ઞાદિ લક્ષણો પણ માયામાં સંભવે છે ચૈતન્યમાં નહીં. તેમાં પ્રમાણ આપું છુ કે ( **मायोपाधि जगद्योनि सर्वज्ञत्वादि लक्षणः** ) અર્થ એકે-જગદ્યોની સર્વજ્ઞત્વાદિ લક્ષણો માયો પાધિમાં પ્રતિત છે. અને ચૈતન્યનો આભાસ અવિદ્યાના યોગથી જીવમાં પ્રતિત થાય છે. તેથી શુદ્ધ ચૈતન્યમાં જીવપણું વા ઇશ્વરપણુ એ બન્ને માયામય છે. તેનું પ્રમાણ.

**( माया भासेन जीवेशो करो तिति श्रुते श्रुतं मेघाकाश जलाकाश विकृतौ सुव्यवस्थिता विति॥३९॥**

તેથી ગુણદોષ પણ ઘણા ભાગે માયા, તે અવિદ્યામાં છે. અને બન્નેમાં વિશેષ ભાગ જે ચૈતન્ય છે. તેમાં નહીં કારણકે ચૈતન્યનો ભેદ ઉપાધિ યોગથી નિરૂપણ કરી દેખાડેલો છે. ઘટાકાશ અને મહાકાશની માફક કુટસ્થ ચૈતન્ય ને બ્રહ્મ ચૈતન્ય એ બંને એક શુદ્ધ અસંગરૂપ છે. તેથી કરીને નકૂટસ્થ ચૈતન્ય કર્મનો કર્ત્તા છે, ન બ્રહ્મ, ચૈતન્ય કર્મ ઉપાસનાનો ફલ દાતા છે. પ્રમાણ એ છે કે- ( **नवद्वारे पुरेदेहि नैव कुर्व न्नकारये दिति** ) વળી ( **न कर्तृत्वं न कर्माणि लोकस्य सृजति प्रभुः न कर्म फलसंयोग स्वभा वस्तु प्रवर्त्तते** એવી રીતે ભગવદ્વાકયથી જણાય છે કે-શુદ્ધ ચૈતન્યમાં કોઈ પણ વાતનો સંભવ નથી. કારણ કર્મફલનો સંયોગ તો સ્વભાવથીજ પ્રવર્તવાવાળો છે. આ પ્રક્રિયા વિચાર સાગર નામના ગ્રંથમાં વિસ્તારપૂર્વક ચર્ચાવાયેલી છે. પરંતુ ગ્રંથનો વિસ્તાર થાય, એ હેતુથી સંક્ષિપ્તથી અહીં જણાવેલ છે આ પ્રમાણે સિદ્ધાન્ત આવ્યો. કે જીવ તથા ઇશ્વરનો ભેદ ઉપાધિથી કલ્પાયેલો છે. પરમાર્થથી ભેદ સંભવતોજ નથી. તેમાં પ્રમાણ એ છે કે—

( मायामात्र मिदं द्वैत मद्वैतं परमार्थतः અર્થ એકે—તમામ દ્વૈત ભાસ થવો, તે માયા માત્રથીજ થાય છે. અને કેવલ પરમાર્થ દૃષ્ટિથી અદ્વૈત પ્રત્યક્ષજ છે. એક સ્થળે इश्वर त्वंच जीवत्व मुपाधि द्वय कल्पित मिति ) તેમજ ( नत ज्जीव न चैश्वर मेक मद्वैत निष्कल मिति ) આવી રીતે અનેક શ્રુતિદ્વારા જીવ તથા બ્રહ્મની એકતા દર્શાવાયેલી છે. અને તત્વદર્શી જે સર્વજ્ઞ રૂષિ મુનિ લોકો છે તેના વાક્યથી અને રામકૃષ્ણાદિ મહા વિભૂતીઓ છે. તેમના અમૃતમય વાક્યથી જીવને બ્રહ્મની એકતા દર્શાવાયેલી છે. તેમાં પ્રત્યક્ષ પ્રમાણ—

॥ दुर्वासा वामदेवश्च, भरतोनारदस्तथा ॥
ते वदंतिहिब्रह्मत्वं जीवत्वंकिंनमुञ्चसि ॥४०॥
दत्त व्यासादयश्चेति वासिष्ठ कपिलादयः
तेवदंतिहि ब्रह्मत्वं, जीवत्वंकिंन मुञ्चसि ॥४१॥
रामकृष्णा दयश्चेति शुकाद्याश्च मुनिश्वराः
तेवदंतिहि ब्रह्मत्वं जीवत्वंकिंन मुञ्चसि ॥४२॥

ઇત્યાદિ અનેક મુનિશ્વરોએ બ્રહ્મનો ભેદ નિરસ્ત કરેલો છે. તે પ્રકારે જીવોનો પરસ્પર કહેલો જે ભેદ તે પણ આત્મા વિષે નથી. કારણકે બંધ, મુક્ત, સુખ, દુઃખ વિગેરે છે તે સાભાસ, મતીનો ધર્મ છે. ચિદાત્માનો નથી. જો બંધ, મોક્ષાદિ, આત્માના ધર્મ હોય તો આત્મામાં ભેદ ઉત્પન્ન થાય. માટે આત્માએ સર્વ ધર્મોથી ( વાસના ) રહિત છે. તે બાબતમાં નીચેનું પ્રમાણ યથાર્થ છે.

॥न निरोधो न चोत्पति र्न बद्ध न च साधकः ॥
॥न मुमुक्षु र्न वै मुक्त इत्येषा परमार्थताः ॥४३॥

અર્થ એવો થાય છે કે-પરમાર્થ રીતથી જોતાં, ન કોઈ ઉત્પન્ન થયું છે. ન કોઈનો નાશ થાય છે નતો કોઈ સાધક છે,

નતો કોઇ મુક્ત, નતો મુમુક્ષુ છે. આ તમામ સ્વપ્નની માફક મૂઢ પુરૂષોની કલ્પનાઓ છે તેથી પરસ્પર જીવ તેમજ આત્માનો ભેદ કલ્પવો તે તમામ અસંગત છે. જેવી રીતે શરીરનાં અંગભેદથી પુરૂષનો ભેદ નથી અને નાના પ્રકારના પાત્રમાં પ્રવાહિક ભિન પદાર્થો પડયાથી પણ માર્તાંડ ( સૂર્ય ) પ્રતિબિંબમાં કંઇ પણ વિકાર નથી જણાતો. અને અમૃત પાત્રમાં સૂર્ય પ્રતિબિમ્બ પડવાથી સૂર્ય જેમ અમર નથી કહેવાતો અને ગરલ ( વિષ ) પાત્રથી તેને ઝેર ચડતું નથી. તેમ ગંગાજલથી શુદ્ધ પણ નથી થતો મલીન જલથી મલીન પણ નથી થતો અને રંગીન પાત્રથી રંગ પણ ચડતો નથી. કડવી ઔષધી યુક્તપાત્રથી કટુતા પણ તેમાં આવતી નથી. અને મધુર જળપાત્રથી સૂર્યમાં મિષ્ટતા પણ આ વતી નથી. તે પ્રકારે આત્માને નાના પ્રકારની બુદ્ધિ વિકારનો સ્પર્શ થતો નથી માટે આત્મા અદ્વૈતાવ ગાહી છે. અને મનુષ્ય પશ્વાદિમાં પણ ભેદ નથી યદ્યપિ પશ્વાદિ યોનીમાં આત્મતત્વનું જ્ઞાન નથી થતું તે સત્ય છે. તો પણ તેતો અવસ્થાનો ભેદ છે, પરંતુ આત્મામાં ભેદ નથી જેવી રીતે જાગૃતા વસ્થામાં ગુરૂ ઉપદેશથી જ્ઞાન થાય છે, પરંતુ સ્વપ્નાવસ્થામાં સ્વરૂપનું જ્ઞાન થતું નથી અને અન્ય વ્યવહાર અન્તઃકરણ ઇન્દ્રિયો મળી થાય છે. તે પ્રકારે પશ્વાદિઓનો અવતાર પણ સ્વપ્નાવસ્થા રૂપ છે. જ્ઞાન ઉપદેશની તેની યોગ્યતા નથી. પરંતુ તેમાં આત્માનો અવસ્થા ભેદથી ભેદ ગણી શકાય નહિ તેથી સિદ્ધાન્ત આવ્યો કે મનુષ્ય તથા પશ્વાદિમાં આત્મા એક છે. તે પ્રકારે પશ્વાદિ અને વૃક્ષાદિમાં પણ આત્માનો ભેદ નથી. યદ્યપિ વૃક્ષાદિમાં સુખ દુઃખનું જ્ઞાન અથવા ક્રિયા નથી થતી. અને ચૈતન્યનું પણ વિશેષે કરી ભાન થતું નથી. પણ તેની સુષુપ્તિ વસ્થા છે. ( અર્થાત્ ગાઢ નિદ્રારૂપ અવસ્થા છે. ) જેવી રીતે ગાઢ નિદ્રાવાન પુરૂષને સુખ દુઃખાદિકનું જ્ઞાન થતું નથી. કેવળ જડરૂપ હોઈ શરીર ભાસે છે. પરંતુ આત્મા ત્યાં પણ જેમને તેમ સ્થિત છે. અને જેવી રીતે નિદ્રામાં એક પ્રાણ દેખાય છે, તેવી રીતે વૃક્ષમાં પણ પ્રાણ દેખાય

છે. કારણ કે વૃક્ષમાં પ્રાણ "પ્રત્યક્ષ" ન હોય તો મૂળમાં જલ સીંચવાથી ફળને તે જળ શી રીતે પહોંચી શકે ? તે તો પહોંચે છે. તેવી રીતે વાયુના સંચારથી ગૌણ પ્રાણ રહ્યો હોય છે. અને પ્રાણનો અશ્રયરૂપ આત્મા પણ ત્યાં સ્થિત છે. તેથી પશુ તથા વૃક્ષમાં પણ અવસ્થાનો ભેદ છે. પણ આત્મામાં ભેદ નથી. તેથી સિદ્ધ થયું. અને વૃક્ષ તથા પાષાણ તેનો ઉપાધિથી તો ભેદ લક્ષ્યછે. તે પણ અવસ્થા ભેદથીજ પ્રતિત થાય છે, જેવી રીતે મનુષ્યને મૂર્છા આવવાથી તે મનુષ્ય પાષાણવત્ ( પત્થર સરખો ) થઇ જાય છે. તેમાં પણ આત્માનો અભાવ હોતો નથી તે પ્રકારે પાષણની પણ મૂર્છા અવસ્થા છે. એ હેતુથી તેમાં પણ આત્માનો ભેદ નથી. પૂર્વે કહ્યું કે પાષાણમાં ચેતન્ય સંબંધી વ્યવહાર બિલ-કુલ જોવામાં આવતો નથી. તો તેતો વ્યવહાર વિદેહ મોક્ષમાં પણ નથી થતો. પરંતુ સામાન્ય આત્મા ત્યાં પણ તેવીજ સ્થિતિમાં વસે છે. અને વિશેષ રૂપથી તો તેની તાર તમ્યતા પ્રતિત થાય છે. પરંતુ સામાન્ય રીતે સર્વગત સ્થિત છે. તેવાં પ્રમાણ તો શ્રુતિ, સ્મૃતી, અને તત્વદર્શી મહાત્માઓથી નિર્ણીત છે. એ હેતુથી આત્મા અદ્રૈત છે. તેમ સિદ્ધ થયું. તો પછી જડ તથા ઇશ્વરમાં પણ ભેદ ન રહ્યો. કારણ જડ તથા ઇશ્વરમાં જે ભેદ દૃષ્ટિગોચર થાય છે તે ફક્ત ઉપાધિથી, અને તે આત્મામાં તો ઉપાધિ લેશમાત્ર પણ નથી. એકજ આત્મા શુદ્ધ સત્વ પ્રધાન માયાથી ઇશ્વરરૂપે પ્રતિત થાય છે અને તેજ ચૈતન્ય કેવલ તમો ગુણ પ્રધાન થવાથી અર્થાત્ અવિદ્યા યોગથી પાષાણરૂપે ભાસે છે. તેથી સામાન્ય ચૈતન્ય બંન્નેમાં અભેદ છે. આ પ્રક્રિયા સંક્ષિપ્ત બોધિની માલા નામના ગ્રંથમાં વિસ્તારથી પ્રતિપાદન કરાયેલી છે. ઉપરોક્તથી સિદ્ધાન્ત આવ્યો કે આત્મા એક રસ પરિપૂર્ણ બ્રહ્મ સ્વરૂપ છે તેમાં પ્રમાણ ( **समं सर्वेषु भूतेषु** ) ( **एकोदेव सर्व भूतेषु गूढः** ) **एक मेवा द्वितीयं ब्रह्म** ) ઇત્યાદિ અનેક વાકયોથી આત્માનું અદ્રૈતપણુ સિદ્ધ થાય છે ( ત્યારે શિષ્ય શંકાશીલ થઇ પૂછે છે.

શિષ્ય ઉવાચ—હે ગુરૂજી મહારાજ ? જ્યારે તમો પાષાણમાં

આત્માનો અભાવ નથી માનતા, ત્યારે દેહ આત્માથી ભિન્ન છે તેમ કેમ માનો છો ? તે જરા કૃપા કરીને કહો જેથી અમારો શંસય દુર થાય.

આચાર્ય ઉવાચ—હે શિષ્ય ? તમે જે શંકા કરી, તે શંકા ઉઠવાનું કારણ પણ સિદ્ધાન્ત ન જાણવાના આશયથીજ ઉત્પન્ન થઈ. નહીંતો દેહને આત્માથી ભિન્ન કહ્યો. તેતો વ્યવસ્થા જાણાવવા આચાર્યોએ આત્માનું સ્વરૂપ-વિશેષ રૂપ કહેલું છે. ત્યાં પ્રમાણ.

**कुंभो यथा मृन्मयः स्या त्तद्व देहोऽपि चिन्मयः**
**आत्मा नात्मा विवेकोऽयमुधैव क्रियते बुधैः ॥४४॥**

સાર એવો છે કે—જે ઘડો છે. તે માટીનોજ બનેલો છે, તેવીજ રીતે આ સ્થૂલ દેહ પણ ચિન્મય સ્વરૂપથીજ સ્થિત છે. અને આત્મા અનાત્માનો વિભાગ કરીને જે બતાવેલ છે. તેતો મૂઢ પુરૂષોને સમજાવવા માટે બુધ્ધિમાન પુરૂષોએ કથન કરેલા છે કારણકે વ્યવસ્થા જાણ્યા સિવાય સામાન્ય ચૈતન્યથી પોતાનું મોક્ષરૂપી કાર્ય સિધ્ધ થતું નથી. તેથી ભાગત્યાગ લક્ષણથી જિજ્ઞાસુજનોને જણાવવા માટે વિભાગ કરેલો છે જે પ્રકારે ગાયનુંજ ઘી ગાયના દેહને પુષ્ટ કરવાવાળુ છે. કારણ ગાયનું શરીર દુર્બળ હોવાથી તેના દુધનું યુક્તિદ્વારા ઘી કાઢીને તેજ ઘી ગાયને ખવરાવે તો તેનું શરીર પુષ્ટ થાય છે. જો ગાયની અંદર દુધ છે. તેમાં ઘી રહેલ છે. તો તે દુધ દોહવાનું બંધ કરીયે તો તેનું શરીર આપોઆપજ પુષ્ટ થશે. પરંતુ તે કલ્પના પણ બુધ્ધિહીન પુરૂષોની છે કારણ તેમ કરવાથી ઉલટું દુધ સૂકાઇ જશે. ને પછી દોવા પણ દેતી નથી. વળી શરીર પણ પુષ્ટ થતું નથી તેવીજ રીતે વિભાગ કર્યા સિવાય મિથ્યા અધ્યાસ છુટી શકતા નથી. ને તેથી કરી નિજાનંદમાં તુષ્ટ પણ નથી થતો તે હેતુથી આત્માની દેહથી ભિન્નતા દર્શાવેલી છે પરંતુ જ્ઞાનોદય થવાથી જ્ઞાન ચક્ષુદ્વારા પ્રત્યક્ષ કરશો તો અજહલ્લક્ષણાજ અંગિકૃત્ય છે કારણ જહલ્લક્ષણા અને ભાગ લક્ષણા બન્ને સિધ્ધાન્ત-પક્ષમાં રહેતી નથી કારણકે સિદ્ધા-

ન્તમાં તો આકાશ પણ બ્રહ્મછે. પૃથ્વી પણ બ્રહ્મછે, શરીર પણ બ્રહ્મછે. મન પણ બ્રહ્મ છે. ત્રિપુટીઓ પણ બ્રહ્મ છે, સૂર્યાદિ જ્યોતિઃ ગણપણ બ્રહ્મ છે. સ્થાવર જંગમાદિ સમસ્ત વિશ્વ બ્રહ્મ સ્વરૂપ છે. જેવી રીતે સાકરનું શ્રીફળ બનાવ્યાથી બાહેર પણ સાકરજ હોય છે. ને અંદર પણ જુઓ તો સાકરજ જણાશે અને જેવી માટીની પુતળી, તથા રાજા તેમજ સેના, ખડગાદિ પણ તે મૃતિકામયજ છે. તે પ્રકારે જગત્ સર્વ બ્રહ્મરૂપજ છે. દૃષ્ટાન્ત—જે રીતે મણકા સૂત્રમાં પરોવ્યાથી સૂત્રમય છે તેવી રીતે વિશ્વ પણ બ્રહ્મ મયતાનેજ પાત્ર થાય છે. ત્યાં પ્રમાણ આપું છું.

**ब्रह्मैव सर्वनामानि रुपाणि विविधा निच**
**कर्म्माणिचसमग्राणि बिभर्ति ति श्रुतिर्जगौ ॥४५**

**( अहंत्वं चैव चिन्मात्रं मूर्ता मूर्तादि चिन्मयः )** તથાચ **( सर्वं खल्विदं ब्रह्मेति महावाकयम् )** કે ખલુ અર્થાત્ નિશ્ચય કરીને સર્વ સ્થલે બ્રહ્મ વ્યાપેલું છે. તે બદલ શ્રીમદ્‌ભગવાને પણ પોતાના શ્રીમુખે ગીતાજીમાં કહેલું છે કે—**( मत्तः पर त्तरं नान्यत् किंचि दस्त्ति धनंजय )** અર્થાત્—હે ધનંજય ( અર્જુન ) સકલ વિશ્વને વિષે મારા સિવાય કાંઇ પણ છે નહીં. આ પ્રમાણે કહેવાથી શ્રુતિ તથા સ્મૃતિથી આત્માની અદ્વૈતતા સિદ્ધ થાય છે. તેથી આત્મા કેવલ એકજ છે અર્થાત્ સજાતિય તથા વિજાતીય તથા સ્વગત ભેદ શુન્ય છે.

શિષ્ય ઉવાચ—હે ગુરૂમહારાજ ? સજાતીય તથા વિજાતીય તથા સ્વગત ભેદ સૂન્ય આત્માને આપ કહ્યાં. તે ભેદ કેવી રીતે સમજવો ? તે વિસ્તારપૂર્વક કહી સંભળાવો ?

આચાર્ય ઉવાચ—હે શિષ્ય ! જેવી રીતે બ્રાહ્મણ બ્રાહ્મણનો સજાતિય છે. અને શૂદ્ર તે બ્રાહ્મણનો વિજાતિય ભેદ છે. અને હસ્ત પાદાદિ જે અંગો છે તે સ્વગત ભેદ છે. તેવીજ રીતે વૃક્ષ વૃક્ષનો સજાતીય ભેદ છે. વૃક્ષ તથા પાષાણનો વિજાતિય ભેદ છે.

અને શાખા, પત્ર, ફ્લ, ફુલ તે વૃક્ષનો સ્વગત ભેદ છે. તો આ ત્રણ જે ભેદ છે. તે સાવયવ વસ્તુમાં સંભવે છે. અને બ્રહ્મમાં આ ત્રણ ભેદનો અસંભવ છે. કારણકે બ્રહ્મનું સજાતીય બ્રહ્મ કોઇ બીજુ નથી તેમજ બ્રહ્મનો વિજાતીય ભેદ પણ કોઇનામાં નથી. તો તે બ્રહ્મમાં વિજાતીય ભેદ પણ સંભવતો નથી તેવીજ રીતે બ્રહ્મને હસ્તપાદાદિ અવયવો નથી. તેથી તેનો સ્વગત ભેદ છે એમ કહી શકાતો નથી. આ પ્રમાણે સજાતીય, વિજાતીય સ્વગત ભેદથી રહીત બ્રહ્મછે. અર્થાત્ તેથી બ્રહ્મ એક છે તેમ સિધ્ધ થાયછે.

શિષ્ય ઉવાચ—હે ગુરૂજી મહારાજ ! આપે બ્રહ્મને ત્રણ ભેદથી રહિત કીધું. તે કેવી રીતે ? કારણકે એક તો જીવ ચૈતન્ય તથા બીજુ ઇશ્વર ચૈતન્ય તે બન્નેની એક જાતી હોવાથી તેનો સજાતીય ભેદ બ્રહ્મમાં ગણી શકાય છે. અને એક બ્રહ્મ તથા બીજી માયા છે તેનો પરસ્પર વિજાતીય ભેદ રહેલો છે તેમજ સત્ ચિત આનંદ આ ત્રણે બ્રહ્મના અંગો હોવાથી તે પરસ્પર સ્વગતભેદ સંબંધ ધરાવે છે. આ પ્રમાણે ત્રણ પ્રકારના ભેદ લાગુ પડવાથી પ્રસિદ્ધ દ્વૈતની પ્રતિતિ થાય છે તો બ્રહ્મને એક કહેવું અસંગત છે ? ( ત્યારે ગુરૂજી કહેવા લાગ્યા કે )

આચાર્ય ઉવાચ—હે છાત્ર વર્ગ ! પ્રથમતઃ વિજાતીય ભેદ બ્રહ્મમાં છેજ નહીં. કારણકે તમો માયા તથા બ્રહ્મને પરસ્પર વિજાતીય કહો છો. પરંતુ તે માયા પોતેજ બ્રહ્મની દૃષ્ટિથી ભિન્નછે ( અસિદ્ધ છે ) તેથી ભેદની સિદ્ધિ કેવી રીતે થઇ શકે ? અને જે પુરૂષ ભેદની સિદ્ધિ માને છે તેને હું એક પ્રશ્ન પૂછું છું કે — પ્રશ્ન માયા સત્ય છે ? વા અસત્ય છે ? જો સત્ય માનો તો માયા પણ બ્રહ્મરૂપ છે. કારણ કે સત્યરૂપ બ્રહ્મ છે. તો સત્યરૂપ માયા કહેવાથી તો તે અભિન્ન છે અર્થાત્ તેમાં ભેદ રહેલોજ નથી. તો વિજાતીય ભેદ કેવી રીતે સંભવે ? અને કદાચિત્ માયાને અસત્ય માનો તો તે બ્રહ્મ આપ પોતે અસત્ય નથી તેથી કરી ભેદ કરવાનો અત્યંત અસંભવ છે. માટે વિજાતીય અને સજાતીય ભેદ

બ્રહ્મમાં સંભવતા નથી. સજાતીય કેવી રીતે કે તમોએ ઇશ્વર ચૈતન્ય તથા જીવ ચૈતન્યનો પરસ્પર સજાતીય ભેદ પ્રતિપાદન કર્યો. પણ તે માયાની સિદ્ધિ થયા સિવાય અસિધ્ધ છે. અર્થાત્ તે માયા સિધ્ધ થઇ નહીં તેમ કહી શકાય તેથી જીવ ઇશ્વરનો ભેદ પણ અસંભવિત છે. તેથી સજાતીય ભેદ પણ બ્રહ્મમાં નથી. તેમજ સત્ચિત્ તથા આનંદનો સ્વગત ભેદ જે કહ્યો તે પણ અસંભવિતજ છે કારણ કે સત્ચિત્ આનંદ બ્રહ્મનું સ્વરૂપ લક્ષણ છે તે બ્ર નું અંગ અથવા ગુણરૂપ લક્ષણ નથી તેથી સ્વગત ભેદ પણ બ્રહ્મમાં નથી. અને જ્યાં અંગ અંગી ગુણ તથા ગુણીભાવ હોય છે; ત્યાં સ્વગત ભેદનો સંભવ છે. સ્વરૂપ લક્ષણથી ભેદ નહીં જેવી રીતે સોના ગેરૂનું રક્ત સ્વરૂપ લક્ષણ છે. તેથી કરી લાલ રંગ તથા ગેરૂનો ભેદ કહેવાતો નથી. અને રક્ત રંગ બીજા ગેરૂનું સ્વરૂપ પણ સિદ્ધ થાય નહીં. તેવી રીતે કોઇ પદાર્થમાં ત્રણ સ્વરૂપ લક્ષણ રહેલા છે. જેમ ચંદનમાં શીતલતા, સુગંધતા, અને કટુતા એ ત્રણ લક્ષણ રહેલાં છે. તેમાંથી એક પણ લક્ષણ સિવાય ચંદન સિદ્ધ થતું નથી. તે સ્વરૂપ લક્ષણ છે. તેમાંથી એક પણ જુદું થઇ શકતું નથી. તેવી રીતે ખાંડ, તુલસી, અગ્નિ આદિમાં પણ ત્રણ ત્રણ લક્ષણો છે. તે પણ પરસ્પર જુદા થઇ શકતાં નથી. ત્યારે તેતો સાવયવ છે. નિરવયવમાં તે કેવી રીતે સંભવે? તે પ્રમાણે બ્રહ્મનું સત્ ચિત્ આનંદ તે સ્વરૂપ લક્ષણ છે. તે કેવી રીતે જુદું થઇ શકે? તેથી સ્વગત ભેદ પણ બ્રહ્મમાં નથી. તેમ તે સિદ્ધ થયું. આ પ્રમાણે સજાતીય વિજાતીય, સ્વગત ભેદ રહિત બ્રહ્મ એક અદ્વય છે. તે અર્થ સિદ્ધાન્તે આવ્યો. તેમાં પ્રમાણ પણ છે. (**एकमेवाऽद्वितीयं ब्रह्म नेहना नास्ति किंचन**) અર્થ એવો થાય છે કે એકજ અદ્વિતીય બ્રહ્મ છે. તે નાના પ્રકારનું કિંચિત માત્ર પણ કહી શકાતું નથી એ પ્રમાણે પર કહીએ.) પૂર્વા પરાદિ ભેદોથી રહિત બ્રહ્મ અને નિત્ય એટલે ત્રણ કાલ અબાધક સત્ય સ્વરૂપ છે તે બદલ પ્રમાણ (**एत द्वैत दक्षरं गार्गी ब्रह्मणाभि वदन्ति अस्थूल मन एव मह**

त्वृस्व मिति.) આ પ્રમાણે જનકની સભામાં યાજ્ઞ વાલ્કય રૂષીએ ગાર્ગીને પ્રત્યે કીધેલું છે. (तदेवा ऽहमस्मीति.) તેવું જે પરમ શાન્ત સ્વરૂપ બ્રહ્મ તે હું છું તે પ્રમાણે જાણવું (ત્યારે શિષ્ય ગુરૂને પૂછે છે.)

શિષ્ય ઉવાચ—હે ગુરૂજી ! આપે જે પૂર્વમાં કહ્યું કે સમાધિ સ્થિત જે યોગી મહાત્મા પુરૂષો છે કે જેના જ્ઞાનચક્ષુ વિકસિત થયેલાં છે. તેને પરમ સુખ થાય છે તો કહેવાનું કે તે સુખ રાજાના સરખુ કહી શકાય વા તેનાથી વધારે અગર ન્યૂન તે કૃપા કરી કથન કરો ?

આચાર્ય ઉવાચ—

**यदानंद लेशै समानन्द्रि विश्वं । यदा भाति सत्वे तदा भाति सर्वं ॥ यदा लोचने रुप मन्यत् समस्तं । परब्रह्म नित्यं तदेवा ऽहमस्मि ॥४६॥**

જે આત્માના એક લેશમાત્ર પણ આનંદથી સંપૂર્ણ વિશ્વ બ્રહ્માદિ સ્તંભપર્યન્ત આનંદ માની રહેલ છે. અથવા જુએ છે. તે તમામ આત્માનંદને જાણવાવાળા છે. તેમાં શ્રુતિનું પ્રમાણ એ છે કે

**आनन्दाद्ये वखल्वि मानि भूतानि जायन्तेः आनन्देन जातानि जीवन्ति आनंदं प्रयंत्य भि संविशन्ति तद्ब्रह्मैव वि जिज्ञा सस्व )**

એ પ્રમાણે અનંતાનંદરૂપ આત્મા છે તેથી આ પ્રમાણે અપાર સુખવાલા આત્માનો આનંદ રાજ સુખના તુલ્ય કેમ કહી શકાય. તે બાબતમાં પ્રમાણ એ છે.

**ब्रह्मानन्द रसंपीत्वा येतून्मत्तयोगिनः इन्द्रोऽपि रंकवद्भाति का कथा नृप किटक ॥ ४७ ॥**

અર્થ—બ્રહ્માનંદરૂપી અમૃતના પાન કર્યાથી મસ્ત બનેલા જે યોગી લોકોને ઇન્દ્ર જે સ્વર્ગ સુખનો અનુભવ લેનાર છે તેને પણ રંક ( ગરીબ ) સરખો માને છે. તો એક કીડા તુલ્ય રાજાની તો શી કથા ! તેથી બ્રહ્માનંદ સાગર સમ છે કે જેના અણુ માત્ર

આનંદથી બ્રહ્મા અને હરિહરાદિ તમામ કેવલ આનંદ યુક્તજ જણાય છે. અર્થાત્ પૃથ્વીપર તમામ મનુષ્ય લોકના સુખનો અન્ત ચક્રવૃત્તી રાજામાં થાય છે. અને તે ચક્રવૃત્તી રાજ્ય સુખ કરતાં મનુષ્ય ગંધર્વ સુખ સો ઘણું વધારે છે. તેવી રીતે મનુષ્ય ગંધર્વથી દેવગંધર્વ અને તેથી પિતૃલોકમાં ને તેથી અજાનદેવ તેથી કર્મદેવ તેથી મુખ્ય દેવથી સુરેન્દ્ર તેથી સુરપતિ તેથી દેવગુરૂ બૃહસ્પત્તિ તેનાથી પ્રજાપતિ તેનાથી મોટા પિતા જે બ્રહ્માજી છે. તે સો ઘણું અધિક સુખ ભોગવે છે પિતા જે બ્રહ્માજી છે તેનાથી અધિક સુખ ત્રણ લોકમાં ભોગવનાર નથી તેવું બ્રહ્મ ગીતાના પ્રથમા ધ્યાયમાં પ્રતિપાદન કરેલું છે તેવી રીતે રાજાથી બ્રહ્મા પર્યન્ત ક્રમથી સો ઘણા વધારે સુખને ભોગવનાર છે. તે તમામ મળીને બ્રહ્માનંદના એક લેશમાત્ર સુખના ભાને કરીને સર્વ લોકના સુખનું ભાન થાય છે. તો બ્રહ્માનન્દ સુખ કેવી રીતે કહી શકાય, તેના જવાબમાં. જે અનંત સુખ છે (જેવી રીતે સાગરનું જલ અંજલીથી ગણી શકાતું નથી. તેવીજ રીતે બ્રહ્માનન્દ સુખ પણ મનવાણીથી ચિંત્વન કરી શકાતું નથી. અને તે સુખ જે વિષયાનંદિ છે અથવા ભજનાનંદી જે, ચાર મુક્તિના સાધનો છે. તે સર્વ શાન્તિશય છે. અને અતિશયી પણ પરસ્પર છે. અને બ્રહ્માનંદ જે છે તે નિરતિશય અને અક્ષય છે. આ પ્રમાણે જેના લેશમાત્ર આનંદથી તમામ વિશ્વ આનંદવાન માફક ભાસે છે આ પ્રમાણે કહેવાથી એવો સિદ્ધાન્ત આવ્યો કે બ્રહ્માનંદ સુખ અપાર છે. અને વિશ્વમાં જે આનંદ પ્રતિત થાય છે. તે તમામ બ્રહ્માનંદમાં અન્તર્ભૂત રહેલ છે. તે પણ સિદ્ધ થયું (ત્યારે શિષ્ય શંકા કરે છે.)

શિષ્ય ઉવાચ—હે ગુરૂજી મહારાજ ! વિશ્વાનંદ પણ બ્રહ્માનંદથી જુદો નથી. તેમ આપ કહો છો તો જે વિશ્વના વિષયોથી ઉત્પન્ન થવાવાળા સુખનો ત્યાગ કરવો, અને બ્રહ્માનંદ પ્રાપ્ત કરવાનો પુરૂષાર્થ કરવો તે આપ પૂર્વમાં કહી ગયા તે નિષ્ફળ થશે ?

આચાર્ય ઉવાચ—હે શિષ્ય ! વિશ્વનું જે સુખ છે તે સાભાસરૂપ છે અને બ્રહ્મનું જે સુખ છે, તે તે પ્રમાણે નથી કારણકે

ફલવ્યાપ્તિનું વ્યક્તિ, અને ઇંન્દ્રિયો તથા વિષય એ ત્રણે સંબંધથી ભિન્ન થાય છે. તથા તે આભાસ માત્ર છે જેવી રીતે દર્પણ રૂપ ઉપાધિમાં મુખનું પ્રત્યક્ષ ભાન થાય છે. તે ગ્રીવા સ્થિત મુખથી બીજુ મુખ પણ નથી તથાપિ તે સ્વતઃ મિથ્યાભાસ છે. અને જે ઉપાધિ યોગથી પ્રત્યક્ષ થવાવાળુ મુખ છે. તેને સત્ય માનીને ગ્રીવા સ્થિત જે પોતાનું મુખ છે તેને છેદે છે. તેને મહા મૂર્ખનો રાજા કહેવામાં આવે છે. તેવી રીતે જે આભાસ માત્ર વિશ્વજનિત જે સુખો છે, તેને સત્યરૂપ અથવા બ્રહ્માનંદ માનીને જે આત્મસુખનો ત્યાગ કરે છે. અર્થાત્ તેથી વિમુખ રહે છે. ) તે પુરૂષ ઉપરોક્ત પોતાનું મસ્તક છેદવાની માફક કરે છે. અને વિષય સુખમાં પાંચ પ્રકારનાં દુઃખ છે એમ પાંતંજલિ મહારાજે કથેલાં છે. તેમાં સંકલ્પ, આરંભ, રક્ષણ, નાશ, અને પછી તેનો સંસ્કાર તેવી રીતે પ્રાંચ પ્રકારનાં દુઃખ બતાવેલાં છે. અને બીજો પુરાવો શ્રીમદ્ભગવદ્ગીતાના પાંચમા અધ્યાયમાં શ્રી કૃષ્ણે અર્જુનને કહેલું છે કે—.

**॥ येहि संस्पर्शजा भोगा दुःख योनय एवते ॥**
**आद्यंतवन्त कौंतेय नतेषु रमतेबुधः ॥४८॥**

અર્થ હે અર્જુન ! ઇંન્દ્રિયોના સંબંધથી ઉત્પન્ન થવાવાલા ભોગો જે ઉત્પત્તિ, સ્થિતિ અને વિનાશવાળા છે. તેજ ભોગ દુઃખનુ કારણ છે. માટે ડાહ્યા પુરૂષો જે મહા જ્ઞાની છે. તે તેવા ભોગોમાં આ શક્તિ કરતા નથી. અને વિષયભોગાનાં સુખ પશ્વાદિ યોનીમાં પણ છે. ટુંકામાં તમામ યોનિમાં તે સુખ તો સમતાથી રહેલ છે. તેથી મનુષ્યદેહ આ મિથ્યા તુચ્છ પદાર્થોમાં આસક્ત કરવા યોગ્ય નથી. જેમ હાથીના સામી લાકડી ઉગામવા જેવું નથી. તે મુજબ સોનાનો થાળ ધુળ ભરવાને યોગ્ય ગણાતો નથી અને અમૃતજલ જેવી રીતે પગ પ્રક્ષાલનમાં લેવાતું નથી. તે પ્રકારે મનુષ્યદેહ પણ અત્યન્ત ઉત્તમ છે માટે તેને તુચ્છ પદાર્થોના સુખોમાં આસક્ત બનાવી વૃથા ગુમાવવો તે ઠીક કહેવાય

નહીં તેથી સિધ્ધાન્ત આવ્યો કે વિશ્વનું જે સુખ છે તે સાભાસ માત્ર છે. તેનું ઉપાધિ યોગથી ભાન થાય છે. તે વડે કરી આનંદ પદનો વાચ્યાર્થ છે અને ઉપાધિ રહિત અતીન્દ્રિય સુષુપ્તિ અવસ્થા ગત જે સુખ છે તે આનન્દનું લક્ષ્યરૂપ છે. તે બદલ પ્રમાણ ( **विभु रद्व यानन्द परः** ) અદ્વય અને વ્યાપક જે બ્રહ્મ છે તેનો આનંદ તમામથીપર છે. અને તેને જિજ્ઞાસુજનો ચાહે છે. તે માટે પૂર્વોક્ત પ્રશ્નનો સિદ્ધાન્ત આવ્યો કે—પુરૂષાર્થ નિષ્ફળ નહીં તે શ્લોકના પ્રથમ પાદનો અર્થ છે. અને જગતનો આભાસ તે આત્માને યથાર્થ નહીં જાણવાથીજ પ્રત્યક્ષ થાય છે તેમાં જો કોઈ શંકા કરે તો આ વાર્તા ચતુર્થ શ્લોકમાં કહી ગયો છું. છતાં પિષ્ટ પેષણની ( દળેલાને ફરીથી દળવું તે ) માફક નિષ્ફળ છે આ વાર્તા શ્રી વિષ્ણુ ભગવાને ગરૂડજી પ્રત્યે કહેલું છે કે—હે ગરૂડ આવો મનુષ્યદેહ પરમ દુર્લભ છે તેમાં ઉત્તમ કુલમાં અવતાર અને ઇન્દ્રિયો પણ દુર્લભ છે વળી તેમાં સ્વતંત્રતા, શ્રધ્ધા, અને ઉત્તમ બુધ્ધિ, તેમજ ઉત્તમ પ્રભુ ભક્તનો સંગ આ પ્રકારે સાત કપિલા ષષ્ઠીની માફક મળવી અતિ દુર્લભ છે. તેથી પુનઃ તેના ભલા માટે ઉપદેશ કરવો યોગ્ય છે જ્યાં સુધી અસંદિગ્ધ ( સંદેહ સિવાયનું ) ચિત્ત શિષ્યનું થાય ત્યાં સુધી વારંવાર તેને દઢ ઉપદેશ કરવો હિતાવહ છે એમ વૃધ્ધ રૂષિ મુનીઓનું કહેવું છે. વળી ફરી કહેવામાં હેતુ એ છે કે પર બ્રહ્મને જાણવું તે ઘણું દુર્વિજ્ઞેય છે. ( દુઃખથી જાણી શકવાને અશકય ) અને તેની ભાષા પણ અલૌકિક છે. અને શ્રોતા અપૂર્વ છે. જેથી કરી ઉદ્દાલક મુનીએ પણ નવ વખત શ્વેત કેતુને ઉપદેશ કરેલ છે. તેથી પુનઃ કહીએ છીએ. નિજાત્માને નહીં જાણવાથી જગતનો ભાપ થાય છે. જેમ રજ્જુમાં સર્પ શુક્તીમાં રજતના અજ્ઞાનથીજ સર્પ તથા રૂપું એ બન્નેનો જેતે વખતે હાજર હોય, તેનો ભાસ થાય છે. તે પ્રકારે આત્માના અજ્ઞાનથી સંપૂર્ણ વિશ્વ ભાસે છે. અને જે ભાસે છે, તે પણ અધિષ્ઠાનથી ભિન્ન નથી તે સિધ્ધાન્ત પૂર્વ પદનો આવ્યો. હવે ( **यद्वाभाति सत्वेति** ) અર્થ આત્માની

સત્તાથી તમામ ભાન થાય છે. કારણ અધિષ્ઠાન સિવાય કલ્પિત વસ્તુનું ભાન થતું નથી. તેમાં પ્રમાણ એ છે કે—( **तस्यभाषा सर्वं मिदं विभाति** ) સાર એ છે કે–પરમાત્મારૂપ અધિષ્ઠાનની સત્તાથી આ તમામ વિશ્વભાસે છે. કાંઇ વિશ્વની સત્તાથી વિશ્વ જણાતું નથી. અને તે અજ્ઞાનના યોગથી સત્યવત્ જણાય છે તે જ્યારે જ્ઞાનોદય થાય છે કે તુર્ત તે નષ્ટ થઇ જાય છે. તે હવે કહેવાય છે. ( **यदालोचनेति** ) જે સમય અધિષ્ઠાનરૂપ સચ્ચિદાનન્દપર બ્રહ્મ છે. તેને વિચાર કરીને દેખે ત્યારે સમસ્ત વિશ્વ મન્યત્ ( મિથ્યા ) ભાસે છે. કારણકે પરબ્રહ્મ અને જગત્ એ એઉના પાંચ લક્ષણ શ્રુતિએ પ્રતિપાદન કરેલાં છે. તે પૈકી ત્રણ પરમાર્થરૂપ છે. અને બે કલ્પિત છે.

**॥ अस्तिभातिप्रियंरुपं नामचेतिचपंचकं**
**॥ आद्यत्रयंब्रह्मरुपं जगद्रूपंततोद्वयंमिति ॥४९॥**

અર્થ. અસ્તિ, ભાતિ, પ્રિય, રૂપને નામ એ પાંચ લક્ષણ છે. તેમાંનાં પ્રથમનાં ત્રણ જે અસ્તિ, ભાતિને પ્રિય છે તે બ્રહ્મ રૂપ છે. અને બાકી જે રૂપને નામ છે તે કલ્પિત્ જગદ્રૂપ છે. તેથી કરી વિશ્વ મિથ્યા છે. વિશ્વ શબ્દથી જીવ, ઇશ્વર, પિંડ, બંધ, મોક્ષ,, બ્રહ્માંડ, કાલ, કર્મ, સુખ, દુઃખ, અવિદ્યા, પુણ્ય, પાપ, સ્વર્ગ, નરક, જન્મ મૃત્યુ, લોક, વેદ, વર્ણ, આશ્રમ, પુરૂષ, દેવ, નર, પશુ, પક્ષી, સ્થાવર, જંગમ ભૂત ભૌતિક જે કાંઇ ભાસે છે તે તમામમાંથી જીવોને છુટવું તે અત્યન્ત દુઃસ્તર છે. જે પ્રકારે મૃગવારીની નદી તરવી ઘણી મુશ્કેલ છે તેમ આ જગત પણ છે. તેમાં પ્રમાણ ( **पंच भूतात्मकं सर्वं मरीचि जल सन्निभ मिति.** ) તેથી વિચાર કરી જોઇએ તો સુખનો ત્યાગજ થઇ આવે છે તે માટે વિશ્વ અને તદ્ગત જે આનંદ છે. તેતો આભાસ માત્રજ છે. જેવી રીતે સ્વપ્નનું રાજ દર્પણની નગરી. તે આભાસ માત્ર છે. તેવીજ રીતે સકલ વિશ્વને જાણવું. તેમાં

મૂર્ખ પુરૂષ સત્ય બુદ્ધિ કરીને તેમાં સુખ માને છે, તે પુરૂષની મોટી મૂર્ખતા છે.. જે પ્રકારે ચિત્રની ગાયમાંથી દુધ નથી નિકળતું, સ્વપ્નનો પુત્ર શ્રાધ્ધ કરી તૃપ્તી આપી શકતો નથી અને મૃગજળ તૃષાને શાન્ત કરી શકતું નથી. વળી મનમોદક ક્ષુધાથી મુક્ત કરતો નથી. તેવીજ રીતે આ જગતના પદાર્થોથી સુખ નથી ઉત્પન્ન કરતા કારણકે જગત્ પોતેજ મિથ્યા છે, તો તેના પદાર્થો કેવી રીતે સત્ય હોઈ શકે ? માટે હે શિષ્ય તું સમજકે તેનું જે અધિષ્ઠાન છે તેજ સત્ય છે. શિષ્ય પૂછે છે.

શિષ્ય ઉવાચ-ગુરૂવર્ય-આપે કહેલું જે અધિષ્ઠાન કોણ તે કહો?

આચાર્ય ઉવાચ—હે શિષ્ય ? તેનું અધિષ્ઠાનરૂપ બ્રહ્મ છે. ત ( પરબ્રહ્મ નિત્ય ) નામપર કહીએ. સર્વનો દ્રષ્ટા, અવધિરૂપ, અને નિત્ય જે પરમાર્થરૂપ, સર્વને સત્તા દેવાવાળુ તે બ્રહ્મ છે. ( तदेवाऽहमस्मि ) તેજપર બ્રહ્મ પરમાત્મ સ્વરૂપ હું છું તેમ જાણવું. આ પ્રમાણે દ્વિતિ યાધ્યાયમાં સ્વરૂપ સ્થિતિ દેખાડી દીધી તેજ શંકરના પરમાર્થ રૂપ છે. તેને અમો નિજાત્મરૂપ જાણીને સદા ઉપાસીએ છીએ.—

( દોહા. )

જે જન બીજો અધ્યાય આ વાંચે, સુણે ચિત્ત લઇ
દેવા ગુરૂ દયાલ પ્રભુ, દ્વૈત હરેકર દઇ
સ્થિતિ કરી નિજ જ્ઞાનની, જહાન હદની હામ
મળે સદ્‌ગુરૂ પ્રસાદથી શ્યામ મહાપદ શ્યામ.

॥इति श्री मन्मोक्ष मार्गे गुर्जर भाषायां द्वितीयोध्याय ॐ तत्सत्॥

હવે ત્રીજા અધ્યાયમાં જીવન્મુક્ત દશા પ્રતિપાદન કરવામાં આવેછે.

—શ્રીયશોવન્દે—

## ॥ अथ तृतीयोऽध्याय प्रारंभ ॥

શિષ્ય ઉવાચ—હે ભગવન્ નિજાનંદ સાગરરૂપ ગુરૂજી મહારાજ આપે બોધનો ઉદય જેનાથી પ્રાપ્ત થાય છે, તેવો ઉપદેશ આપની મધુર કૃપાથી જે વાણી વડે વર્ણવ્યો તે અમોએ યથાર્થ

આપના પ્રસાદથી જાણ્યો. હવે અમો કંઇક પૂછવા અભિલાષા રાખીએ છીયે. કે તે સુખ વૃત્તીમાં કેવી રીતે અનુભૂતી અર્થાત્ જીવન્મુક્તિનો વિલક્ષણ આનંદ ઉદય થાય છે. તે કૃપા કરીને અમો જિજ્ઞાસુ જનોને કહો જેના પ્રગટ થવાથી વૃત્તિમાં પરમપ્રકાશ અને પરમશાન્તિ પ્રાપ્ત કરી શકીએ ? આ પ્રમાણે નિર્મલ અન્તઃકરણ જેના ગુરૂના ઉપદેશ વડે બની ગયેલા છે. તેવા અધિકારિ શિષ્યની નમ્રવાણીથી કરેલો પ્રશ્ન સાંભળી કૃપાળુ ગુરૂ તેનું સમાધાન બદલ ઉત્તર આપવા ઉત્સુક થતા હવા પ્રથમતઃ આચાર્ય મહારાજ સ્વરૂપાનું સંધાનવૃત્તી કરવાના દશ લક્ષણ કરી દેખાડે છે. તે સ્વસ્થ ચિતે મુમુક્ષુજનો શ્રવણે ન્દ્રિયને લાભ આપવા તત્પર થશો.

આચાર્ય ઉવાચ—હે ! પરમ અધિકારી છાત્ર વર્ગ ! નિજાનંદની—અનુભૂતી વૃતી કરવા માટે પ્રથમતઃ તારા સ્વરૂપનું ચિંત્વનકર ત્યારે શિષ્ય પૂછે છે.

શિષ્ય ઉવાચ—હે ? દયાળુ પરમાત્મ સ્વરૂપ આચાર્ય મહારાજ હું પોતાના સ્વરૂપનું ચિંત્વન કેવી રીતે કરૂં અને તે સ્વરૂપ કેવું છે ! તે આપ જ્યારે વિસ્તાર વડે મને સમજાવશો, ત્યારે તે કામમાં હું ફત્તેહ પામીશ. માટે કૃપા કરી આપ તે વિષય ચર્ચાવો.

આચાર્ય ઉવાચ—હે શિષ્ય ! તારા પૂછેલા પ્રશ્નનો જવાબ જે તને કહું તે એકાગ્ર ચિત્તે શ્રવણકર ( अनंतेति ). અર્થાત્ તારૂં જે સ્વરૂપ છે, તે અનંતરૂપ છે. કારણકે આત્માનો અંત લાવવા કોઇ પણ સમર્થ નથી તેતો સર્વરૂપ એકજ આત્મા છે. તે એવી રીતે કે-બ્રહ્મામાં બ્રહ્મા, વિષ્ણુમાં વિષ્ણુ, રૂદ્રમાં રૂદ્ર, ઇંદ્રમાં ઇંદ્ર, સૂર્યમાં સૂર્ય, શશીમાં શશી, તેજમાં તેજ, જલમાં જલ, પૃથ્વીમાં પૃથ્વી, વાયુમાં વાયુ, આકાશમાં આકાશ, તેજ આત્મા છે. તેમાં પ્રમાણ એ છે કે—(रुपंरुपं प्रतिरुपो बमूवेति) અર્થ એકે—જેવું ઉપાધીનું રૂપ છે તે પ્રમાણેજ આત્માનું ભાન થાય છે. તેવીજ રીતે સર્વ દેશ સર્વ કાલ, સર્વ વસ્તુમાં એકજ

આત્મા છે તેથી કરી આત્માનો કોઈ પ્રકારથી અન્ત આવતો નથી. અને આત્માથી ઇતર તમામ વસ્તુનો અન્ત છે, એ વાર્તા ઉપનિષદ્ પ્રમાણથી સિદ્ધ છે. પ્રથમ બ્રહ્માણ્ડની અંદર ચતુર્દશ ( ચૌદ ) લોક છે ભૂર્લોક, ભુવર્લોક, સ્વર્લોક, મહર્લોક, જનલોક, તપલોક, સત્યલોક, આ સાત ઉપર છે. અને અતલ, સુતલ, પાતાલ, વિતલ રસાતલ, તલાતલ, મહાતલ, એ સાત લોક નીચે પૃથ્વીમાં છે. તો તે લોકનો પણ અન્ત કહેલો છે અને તેનો આશ્રય જે પૃથ્વી છે તેનો પણ પંચાશત ( પાંચસે કરોડ યોજન ) કોટી યોજનથી અન્ત કહેલો, અનેતદ્ગત જે સપ્તદ્વીપ તથા પર્વતો છે, વળી વનસ્પતિઓ છે તેનો પણ અન્ત છે. તેવીજ રીતે પૃથ્વીથી દશઘણું જલ, જલથી અગ્નિ દશ ઘણો વધારે છે. અને તેજથી વાયુ દશ ઘણો અધિક છે. અને વાયુથી અધિક આકાશ પણ તેટલાજ ઘણુ વધારે, આકાશથી મન, મનથી માયા દશ ઘણી અધિક છે અને તે માયા પરમાત્માના કેટલાક અંશમાં રહેલી છે તેમાં પ્રમાણ ( यस्येकां शादि त्थ मशेषं जगदेत दिति)( तस्माद्रा ए तस्मा दात्मन आकाशः सम्भूतः पादो स्य विश्वा भुतानीति श्रुतेः ) એનો અર્થ એ છે કે–જેના એકજ અંશમાં અવ્યા કૃતાદિ પૃથ્વી પર્યન્ત અશેષ જગત્ પ્રાદુર્ભૂત થઈને સ્થિત છે. ને શ્રુતિનો ભાવ એ છે કે, જે પ્રત્યક્ષ વા પરોક્ષ જગત્ છે. તે આત્મા વિષે ઉદય થયું છે અર્થાત અવ્યા કૃતાદિક પૃથ્વી પર્યન્ત જે આકાશાદિભૂત તથા ભૌતિક છે. તે બ્રહ્મરૂપ આત્મામાં કોઈક અંશમાં કલ્પિત છે. તેથી આત્મા અનંત છે અને જે વસ્તુ એક દેશમાં હોય છે, તેનો તો અંત હોઈ શકે, પરંતુ આત્મા એક દેશથી પરિચ્છેદ, નથી સંભવતો તેતો સર્વ દેશી છે. કારણકે ( विभुरिति ) નામ સર્વ વ્યાપક જે સ્થાવર જંગમાદિ ભૂતભૌતિક સર્ગ છે તેમાં એક રસ અનુસ્યૂત વ્યાપી રહેલો છે. યદ્યપિ નૈયાયિક મતને અનુસરવાવાળા લોકો આકાશાદિને વિભુ માને છે. તથાપિ આકાશાદિ જડ છે, અને નામરૂપાત્મક છે. અને તેનું વ્યાપકપણુ પૃથ્વીઆદિ ચાર ભૂતોની દૃષ્ટિથી છે. તેથી આકાશની સાપેક્ષિક વ્યાપકતા છે.

અને આત્મા બ્રહ્મ સ્વરૂપ નામ બૃહત ( મોટો ) છે. અને અનુભવરૂપ છે. તેવી રીતે આકાશાદિ તમામને ધારણ કરી સ્વપ્રકાશી છે. તેથી આકાશની માફક જડ નથી અને આકાશાદિતો કાર્યરૂપ છે. બ્રહ્મરૂપ આત્મા કોઇના કાર્યરૂપે નથી. કારણકે બ્રહ્મની ઉત્પત્તિ કહેવી અસંભવિત છે, અને કદાચિત્ કોઇ બ્રહ્મની ઉત્પત્તિ કાર્યરૂપ માને તો તેને અમો પૂછીયે છીએ કે-કારણ વિના કાર્યની ઉત્પત્તિ થઈ શક્તિ નથી. તે લોક પ્રસિધ્ધ વાર્ત્તા છે. તેથી કરી કારણ અવશ્ય માનવું પડશે. પણ બ્રહ્મનું, કારણ બ્રહ્મથી ભિન્નતો સિદ્ધ થઇ શકતું નથી. કારણકે બ્રહ્મથી ભિન્ન તમામ કલ્પિત માત્ર છે. અને તે કલ્પિતથી સત્ય સ્વરૂપ બ્રહ્મની ઉત્પત્તિ માનવી તેમાં ઘણોજ વિરોધ આવે છે. અને જો પોતાની પોતાનાથીજ ઉત્પત્તિ માને તો આત્માક્ષય દોષ આવશે.માટે ઉભય પ્રકારથી બ્રહ્મની ઉત્પત્તિ સિદ્ધ નથી થઇ શકતી. એ હેતુથી આકાશની વ્યાપકતામાં બ્રહ્મની વ્યાપકતાની અતિ વ્યાપ્તી નથી થતી. આવી રીતથી આકાશથી વિલક્ષણ વ્યાપકરૂપ બ્રહ્મ છે, અને ગમના ગમનથી રહિત બ્રહ્મ છે. તે પણ જાણી લેવું અને તેવીજ રીતે વ્યાપ્ય તથા વ્યાપકતા ભેદ પણ બ્રહ્મમાંનથી. કારણકે વ્યાપ્યરૂપ જે સર્ગાદિ છે. તે પણ આપોઆપજ થયેલા છે તે પણ પ્રમાણથી સિદ્ધ છે. ( **सर्व योनिरिति** ) સર્વ યોની માત્રને, સ્થાવર, જંગમ, સ્થૂલ સૂક્ષ્મ, ભૂત, ભૌતિક, બ્રહ્માદિસ્તંબ પર્યન્ત જે કાંઇ જગત છે, તે સર્વ વિશ્વયોની બ્રહ્મ છે. અર્થાત્ સર્વ જગત્ બ્રહ્મથીજ ઉત્પન્ન થયેલું છે અને બ્રહ્મમાંજ સ્થિત છે. તેમજ લયપણ બ્રહ્મમાંજ થાય છે. એ હેતુથી જગત કારણ સત્ય સ્વરૂપ બ્રહ્મ છે. અને અસત્યવાદી અથવા શૂન્યવાદી. જે જગતનું કારણ અસત્ય અથવા શૂન્ય કહે છે. તેઓનું કહેવું મિથ્યા છે. કારણ કે જગત્‌ની તત્પત્તિ સત્ય સ્વરૂપ બ્રહ્મથી છે. તેવો અનેક શ્રુતિઓનો મત છે. આ સંબંધમાં શ્વેતાશ્વેત રોપનિષદમાં કીધેલું છે કે—

**मायान्तु प्रकृति विद्यान्मायि नं तु महेश्वरम्**
**तस्यावयवभूतैस्तु व्याप्तं सर्वमिदं जगदिति ॥५०॥**

તેમજ ( आत्मा वा इद मेक एवाग्रआसी न्नान्यत्कींचन मिषत् सइक्षत लोकानु सृजाइति ) આ વચન ઐતરેય ઉપનિષદ્‌માં પણ કીધેલું છે. અને વળી ( सत्यं ज्ञान मनन्त ब्रह्मेत्यु पक्रम्य त्तस्माद्वा ए तस्मादात्मनः आकाशः संभुतः आकाशा द्वायु वायोरग्निः अग्नेरापः अद्भय पृथ्वी पृथ्व्या ओषधयः ओषधिभ्यो ऽन्नम् अन्नाद्रेतः रेतस पुरुष इति ) આ વચન તૈતરેય ઉપનિષદ્‌માં કીધેલું છે અને વળી. ( सदेव सोम्येदमग्र आसीदेक मेवाऽ द्वितीय मिति द्वितियं ब्रह्मोपक्रम्य तदेक्षत बहुस्यां प्रजाये येति तत्तेजो असृजते तित्यादि ) આ પ્રમાણે છાંદો ગ્યો પનિષદ્‌માં છે તેનું મળતું.

**जगदव्या कृतं पूर्व मासीद्व्याक्रीयता धुना**
**दृश्याभ्यां नामरुपाभ्यां वीराडादीषुतीत्स्फूटेः॥५१॥**

આ વચન બૃહદારણ્યક ઉપનિષદ્‌માં પ્રસિદ્ધ છે. વળી માંડુકય ઉપનિષદમાં વચન છે કે—( विस्फूर्लिगाय भाष न्हेजायन्ते क्षरत स्तथा विविधाश्रि जडाभावा दित्यर्थर्वणिका श्रुतिः ) આ પ્રમાણે ઘણેક ઠેકાણે શ્રુતિ પ્રતિપાદન છે. તેમાં કેવળ સત્ય સ્વરૂપ આત્માનેજ જગતનું કારણ માનેલું તેમ સિદ્ધ થાય છે. શંકા ઉઠવાથી શિષ્ય પૂછે છે.

શિષ્ય ઉવાચ--હે ગુરૂજી મહારાજ ? કારણ બે છે એક તો ઉપાદાન કારણ અને બીજું નિમિત્ત કારણ જેમ ઘડાનું ઉપાદાન કારણ માટી છે. અને નિમિત્ત કારણ કુંભાર છે. તેજ પ્રમાણે જગતના કારણ પણ બે હશેને ?

આચાર્ય ઉવાચ--હે શિષ્ય ? તમો કહો છો, તેમ જગતનાં બે કારણ નથી. એક આત્માજ ઉપાદાન. તથા નિમિત્ત કારણ, જગતનું છે. જેવી રીતે કરોળિયો પોતેજ જાળ બનાવે છે. અને તેના ઉપર ક્રીડા પણ પોતેજ કરે છે. અથવા સ્વપ્નના-

પદાર્થરૂપ પણ પુરૂષ પોતેજ બને છે. અને પોતેજ ઉત્પત્તિ રૂપ થાય છે વળી તે પદાર્થથી ઉત્પન્ન થતી ક્રીડાનો અનુભવ કરે છે. તેવીજ રીતે આત્મા પણ માયાના યોગથી પોતેજ જગત્રૂપ થયો છે. અને પોતેજ તેમાં વ્યાપી રહેલો છે. તેમજ પોતેજ જગતનો દૃષ્ટા તમામમાં સાક્ષીરૂપે સ્થિત છે. તેમાં પ્રમાણ એ છે કે—( **विज्ञानघन एवेतिश्रुतेः** ) અર્થાત્ પરોક્ષ અને અપરોક્ષ જગત આત્મા પોતેજ થએલો છે. અને પોતેજ પ્રકાશી રહેલો છે. તે માટે ( **ग्राममा विश्य भूतानिधारया म्यह मौजसाइति** ) અર્થાત્ પૃથ્વીઆદિ ભૂતોની અંદર પોતેજ પ્રવેશ કરી વ્યાપિ રહેલ છે. આ પ્રમાણે સિધ્ધાન્ત આવ્યો કે પરમાત્મા સર્વ વ્યાપી, સર્વજ્ઞ તથા જગતનું મૂળ કારણ એવા વિશેષણોથી યુક્ત છે ( ત્યારે શિષ્ય પૂછેછે)

શિષ્ય ઉવાચ—હે ગુરૂજી મહારાજ ? જગતનું કારણ બ્રહ્મ તો સંભવે છે. પરંતુ આત્માને તમામનું કારણ કહેવું અસંગત છે. તેવી રીતની શંકાથી આ શંકિત થયો છું તો તે શંકાનું સમાધાન કૃપા કરીને કરો ?

આચાર્ય ઉવાચ—હે શિષ્ય પૃથ્વીઆદી ચાર ભૂતમાં સ્થિત જે પરમાત્મા તેજ આત્મા છે. તેમાં ભેદ નથી પ્રમાણ ( **यश्चायं पृथिव्यां तेजो मयोऽ मृतमयो षुरुषोऽ यमेव सोऽयमात्मे तिश्रुतेः** ) અર્થાત્ આ પૃથિવ્યાદિ ચાર ભૂતોમાં તે જો મય, નામ પ્રકાશમય, ચૈતન્યરૂપ જે અમૃતમય પુરૂષ છે. તેજ **अयं** નામ પ્રત્ય ગાત્મા છે. તેથી આત્મા બ્રહ્મરૂપ હોવાથી તેજ આત્મા જગતનું પણ કારણ થઇ શકે છે. એ પ્રમાણે કૈવલ્ય ઉપનિષદ્માં પણ પ્રમાણ આપ્યું છે કે

**मय्येवसकलं जातं मयि सर्वं प्रतिष्ठीतम्**
**मयिसर्वंलयंयान्तितद्ब्रह्माद्वय मस्म्यह मीतीश्रुतेः ५२**

તેનો ભાવ એવો છે કે—આ સકલ જગત માયાથી ઉત્પન્ન થએલ છે, અને તે મારામાં સ્થિત છે. તથા મારામાંજ સર્વનો

લય પણ થાય છે. કારણકે બ્રહ્મથી સર્વ જગત થયું છે. તે અદ્વિ-
તીયમાં, બ્રહ્મમાંજ, હોવું જોઇએ. તેજ અદ્વિતીય બ્રહ્મ હું છું.

**मत्तो विनिर्गतं विश्व मय्येव लयमेष्यती**
**मृदिकुंभो जले विचि कनके कटकं यथा ॥५३॥**

આ પ્રમાણે મહાત્મા અષ્ટાવક્ર પણ પોતાના અનુભવથી
કીધેલું છે. આ પ્રમાણે આત્મા તથા બ્રહ્મનું અભેદપણું સર્વ શ્રુતિથી
સિદ્ધ છે. અને વળી મહા વાકય એવું પણ કહેલ છે કે
[ **अयमात्मा ब्रह्म** ] આ આત્માજ બ્રહ્મ છે. એ પ્રમાણે અથ-
ર્વણ વેદના અન્તમાં કીધેલું છે. તેથી આત્માજ જગતની યોનીરૂપ
છે. જેવી રીતે મયુરીના ઇંડામાં અનેક રંગ રહેલા છે. અને
એકજ બીયામાં અનેક વૃક્ષો પણ રહેલા છે. તેવીજ રીતે એકજ
આત્મામાં અનેક બ્રહ્માડ પણ રહેલાં છે તેથી આત્માનું સર્વ યોનિ
ત્વપણું સિદ્ધ થયું-શિષ્ય ઉવાચ-હે ગુરૂજી મહારાજ ? જ્યારે
આત્મા સર્વ જગતનું કારણરૂપ છે ત્યારે સર્વ શરીરમાં સ્થિત હો-
વાને લીધે તે પણ વિકારી કહેવાશે ! ત્યારે ગુરૂ કહે છે.

આચાર્ય ઉવાચ—હે શિષ્ય ? તમે જે આત્માને વિકારી
કહ્યો તે અસંગત છે. કારણ તેમાં વિકાર સંભવતોજ નથી તેમાં
પ્રમાણ એ છે કે-(**निरीह मिति**) નિરીહં નામ ઇચ્છા રહિત
આત્મા છે. અર્થાત્ આત્માના વિષે ન જગતની ઉત્પત્તિ કરવાની
ઇચ્છા છે. તથા સ્થિતિ લયની ઇચ્છા રહિત છે. તેતો સ્વભાવિકજ
ઉત્પત્તિ સ્થિતિ તથા લય થયે જાય છે. જેવી રીતે આકાશમાં
સ્વાભાવિકજ વાયુના યોગથી મેઘ ઉત્પન્ન થાય છે તથા રહે છે.
અને લય પણ થાય છે. પરંતુ આકાશને તેવી કાંઇ ઇચ્છા હોતી
નથી. અથવા સાગરમાં પણ વાયુના સંચરણથી મોજાં અને મોટા
પરપોટા ઇત્યાદિ ઉત્પન્ન થયે જાય છે. તેમજ લય પણ તેમાં થાય
છે. જેથી કરી સાગર તો જે પ્રમાણે છે તેજ પ્રમાણે રહે છે.
તે પ્રકારે ચિત્તના સંવેદનાદિ યોગ વડે કરીને અનેક ઇચ્છા

ઉપજે છે. તથા સ્થિતિ અને લય પણ તેમાં થાય છે. છતાં આત્મા તો જેવોને તેવોજ છે. વળી ઇચ્છા રહિત નિરંતર પોતાના પૂર્વોક્ત મહીમામાં સ્થિત રહે છે. અને દેહાંદિકમાં પણ, આત્મા, કામ સંકલ્પાદિકથી રહિતજ છે. તેતો નિરંતર અકર્ત્તા અભોક્તા, અને કુટસ્થાપણા વડે અસંગ રૂપે સ્થિત છે.

શિષ્ય ઉવાચ--હે ગુરૂજી આત્મામાં કામ, સંકલ્પ, કર્ત્તા, ભોક્તાદિ વ્યવહાર પ્રત્યક્ષ માલુમ થાય છે, અને આપ આત્માને ઇચ્છા રહિત કહો છો. તે કેવી રીતે સંભવે ? તે કૃપા કરી કહો.

આચાર્ય ઉવાચ--હે શિષ્ય ? આત્મા ઇચ્છાદિ વિષયોથી રહિત છે. તે ધર્મ માનવો તે સત્યનો હેતુ છે તેમાં પ્રમાણ એ છે કે-(इच्छादि रागादि सुखादि धार्मिकाः सदाधिय संसृति हेतव परेइति.) આ પ્રમાણે રામચંદ્રજીએ લક્ષમણને સ્પષ્ટ રીતે કહેલું છે અને વળી—

**(इच्छाद्वेष सुखं दुःखं संघात श्चेतना धृति**
**एतत्क्षेत्रं समाशेन सविकार मुदाहृतम् ॥५४॥**

અર્થ એ છે કે ઇચ્છા, દ્વેષ, સુખ, દુઃખ, સ્થૂળ શરીર ચેતન અને ધૃતિ આદિ સર્વ ધર્મ સ્થૂળ સૂક્ષ્મ જે ક્ષેત્ર છે તેના કહેલા છે પરંતુ તે ધર્મ આત્માના નથી. તેમ શ્રીકૃષ્ણ પરમાત્માએ નિજ ભક્ત અર્જુનને કહેલું છે.

**॥यथासर्व गतं सौक्ष्म्या दाकाशं नो पलिप्यते॥**
**सर्वत्रा वस्थितो देहे तथात्मानो पलिप्यते ॥५५॥**

सर्वेन्द्रिय गुणा भासं सर्वेन्द्रिय विवर्जित मिति) અર્થ—જેવી રીતે સૂક્ષ્મ જે આકાશ છે. તે સર્વ જગત્માં રહેલા કોઇ પણ પદાર્થથી લેપાતું નથી. તેવીજ રીતે તમામ શરીરમાં રહેલો જે આત્મા તે કોઇ દેહાદિ વિકારોથી લેપાતો નથી. અને તમામ ઇન્દ્રિયો તથા તેના ગુણ સંબંધથી તેવોજ હોઇ ભાસે છે. પરંતુ સર્વ ઇન્દ્રિયો અને ગુણથી આત્મા વર્જિત છે. તેથી આત્મા

અસંગત છે. તેવું બૃહદારણ્યક ઉપનિષદ્‌માં કહેલું છે કે-(असंगोयं पुरुष इति.) અર્થાત્ શરીર રૂપી પુરીમાં રહેલોછે, જે આત્મા તે અસંગ છે. કારણ (नवद्वारे पुरेदेहि नकुर्वन्न चकारये न्दिति) અર્થ એ છે કે-નવદ્વાર યુક્ત જે શરીર રૂપી પુરી તેમાં દેહી જે, દેહ દ્રષ્ટા આત્મા છે. તે ન કાંઇ શુભાશુભ ક્રિયાને પોતે કરે છે, તેમ તે કાંઇ કરાવે છે, કેવલ અસંગ નિર્વિકાર ઇચ્છા રહિત રૂપથી સ્થિત છે. એવા જે પુરૂષ આત્માને ગુરૂ પ્રસાદથી જાણે છે તે શર્વથા કાર્ય કરે છે તથાપિ તે સદૈવ મુક્ત કહેવાય છે અને તે પુરૂષને ત્રણ લોકમાં કોઇ બંધન કરવા સમર્થ નથી.

શિષ્ય ઉવાચ--હે ગુરૂજી! આપે જ્યારે આત્મ પ્રત્યક્ષ પુરૂષને સદૈવ મુક્ત કીધો ત્યારે તે બીજા પુરૂષને કેવી રીતે બંધન કરે છે? તે શંકાનું સમાધાન કરો.

આચાર્ય ઉવાચ—હે શિષ્ય ! બીજો કોઈ પણ સદૈવ મુક્તને બંધન કરવાવાળો નથી. કેવળ મૂઢ પુરૂષ પોતાના અભિમાનથી બંધન થાય છે. કારણકે તે કાંઇ પણ કરે છે. તો તેમાં એ પ્રમાણે માને છે કે-આ હું કરૂ છું. તેમજ સુખ દુઃખ પણ હુંજ ભોગવું છું. આવી જાતનું અભિમાન રાખીને આત્મ બુદ્ધિ કરી નરકાદિકમાં પડે છે. અને કદાચિત્ત ક્રિયા અથવા ભોગોને ત્યાગ કરે છે. તો પણ મેં ત્યાગ કર્યું એવા અહંકારનો અંગિકાર કરે છે. અને નિષ્કલંક સૂર્યનારાયણની માફક મહાત્મા પુરૂષ છે. તેના કર્ત્તવ્યને જુએ છે. અને તેમાં દોષ દૃષ્ટિ કરે છે. તો પણ તે મહાન સંકટમાં આવી પડે છે. તેથી મૂઢ ક્રિયાને કરે છે. તે કર્ત્તા છે. અને અકર્ત્તા પણ કર્ત્તા છે. બીજા જે તત્વવેત્તા છે, તે અકર્ત્તા પણ કર્ત્તા છે. અને એ કર્ત્તા પણ અકર્ત્તા છે. એ પ્રમાણે મૂઢ પોતાના અભિમાનથી જે કરે છે. તે સર્વ બન્ધનનું કારણ છે. અને બ્રહ્મવેત્તા જે પુરૂષો છે. તે સર્વ ક્રિયાના કર્ત્તા અને સર્વ ભોગોના ભોક્તા છે. પરંતુ નિત્યમુક્ત છે. આ પ્રમાણે કહ્યાથી એ સિદ્ધ થયું કે—જ્ઞાની અને અજ્ઞાની પુરૂષોનો વ્યવહાર સરખોજ છે. પરંતુ તેમાં ભેદ એટલો છે કે—જે જ્ઞાની પુરૂષ છે, તે કાંઇ પણ કરે

છે, તે દેહકૃત માને છે અને શબ્દાદિક જે ભોગો ભોગવે છે. અથવા કર્મ ઉપાસનાદિ વૈદિક કર્મો કરે છે. તે પૂર્વોક્ત ભાગ ત્યાગ લક્ષણાથી કરે છે. એટલે અર્થ એવો થયો કે દેહક્રિયા કરવાથી બહારતો અજ્ઞાનીની માફક લેવડ દેવડ કરે છે. પરંતુ આ હું કરૂં છું તેવો અભિમાન તેમનામાં હોતો નથી. તેમજ ભોગ ભોગવે પણ અહંમુક્ત એવું જ્ઞાન તેઓને રહે છે. અને વૈદિક કર્મ જે નિત્ય નૈમિત્તિકને આદિ લઈને તપ, યજ્ઞ, દાન પર્યંત જે કાંઇ કર્મ છે તે જ્ઞાની પણ કરે છે. પરંતુ તે કર્મના ફળ ઉપર તેઓની દૃષ્ટિ હોતી નથી. એ પ્રમાણે ઉપાસના કરે છે. પણ ઉપાસ્ય વસ્તુને તે અન્યમાનતા નથી એવી રીતે તમામ વ્યવહારને જ્ઞાની લક્ષણા કરીને કરે છે. તો અકર્ત્તા ( હું કાંઇજ કરતો નથી. ) પણ માને છે. દેખે છે છતાં પણ નથી દેખતો. સાંભળે છે છતાં નથી સાંભળતો રસગ્રહણ કરે છે પણ નથી કરતો તે પ્રમાણે જ્ઞાની સદા વ્યવહાર કરે છે. છતાં પણ અકર્ત્તા અભોક્તા છે. એ વાર્તા શ્રુતિ સ્મૃતિ તથા મહાન્ ઋષી મુનીઓથી નિર્ણીત છે તેમજ ઉપનિષદ્માં પણ કહે છે કે જેની અંદર અમૃત ભાવના કરે છે. તો તે અમૃત થાય છે. અર્થાત્ બંધનનો હેતુ જે જગત અજ્ઞાનથી ભાસે છે. તે પણ જ્યારે બ્રહ્મમય જગતને જુએ તો અમૃતરૂપ થઇ જાય છે. એથી જ્ઞાની જે સાંભળે છે, દેખે છે, સ્પર્શ કરે છે, રસ સ્વાદ લે છે, સુંઘે છે. તે તમામ આત્મામય દેખે છે. તેથી બંધન કાંઇ કહી શકતું નથી. તેમાં પ્રમાણ એ છે કે—

॥यद्यद् श्रृणोति कर्णाभ्यां तत्तदात्मनि भावयेत ॥
॥यद्यद् पश्यति चक्षुभ्यां संसारेण नलिप्यते ॥५६॥

જે કાંઇ કાનથી સાંભળે છે. તે પણ આત્મામયજ દેખે છે. અને જો કાંઇ ચક્ષુથી જુએ છે તે પણ આત્મામયજ જુએ છે. તેથી તે પુરૂષ સંસાર બંધનમાં લેપાતો નથી. અને જેવી રીતે કમળના પાંદડામાં જલ લેવાતુ નથી. તેવી રીતે તમામ પરબ્રહ્મ મય દેખે છે તે શબ્દાદિક વિષયોથી લેપાતો નથી. તેવું યાજ્ઞવ-

લ્કય ઋષિએ જનક રાજાને પણ કહેલું છે કે–હે જનક ! જીવન મુક્ત પુરૂષને કોઈપણ ક્રિયાનો દોષ સ્પર્શ કરતો નથી. તેથી તું જીવન્મુક્ત થઇ રાજ્ય કારભાર કર. આ વાર્ત્તા ઉદ્ધવને પણ શ્રી કૃષ્ણ પરમાત્માએ દ્વયપક્ષના દૃષ્ટાન્તથી જ્ઞાની અને અજ્ઞાનીનો પ્રસંગ શ્રીમદ્ ભાગવત એકાદશ સ્કંધમાં વર્ણવેલો છે. તેમાં એજ કહેલું છે કે જ્ઞાનીને સંસાર બંધન કરી શકતો નથી. તે મૂઢ અજ્ઞાનીને બંધન કરવાવાળો છે. આ બદલ ગીતામાં પણ કહેલું છે. જે બ્રહ્મવેત્તા અસંગ રહી કર્મ કરે છે. તે પાપથી લેપાતા નથી. પરંતુ અન્ય પાપતો શું પણ તમામ જગતનો હણવાવાળો હોય; તો નિરહંકાર પુરૂષ બ્રહ્મનિષ્ટ છે. તેને પાપ સ્પર્શ નથી કરી શકતું. અને શાસ્ત્રમાં પણ કહેલ છે કે જ્ઞાની પુરૂષની સાન્નિધ્ય કોઇપણ દોષ આવી શકતો નથી. તેથી જ્ઞાનીને કર્મ અને ભોગ બંધનના હેતુ નથી. અને મૂઢ પુરૂષને દૃઢ બંધનના હેતુ છે. એ વસિષ્ટ રૂષિએ યોગ વાસિષ્ટમાં શ્રી રામચંદ્રજી પ્રત્યે કહેલું છે કે–

**घृतेन रसना रामकरवल्लिप्यते किमु**
**तज्ज्ञः फलम वाप्नोति मूढाः सर्वत्र बाध्यते ॥५७॥**

એવી રીતથી મૂઢ જે પુરૂષો છે. તેની કલ્પના તેજ તેને બંધન કરનારી છે. અને તે બંધનનો આત્મા વિષે કોઇ પણ સંબંધ હોતો નથી. તેથી આત્મા નિરીહ છે. આ પ્રકરણમાં જ્ઞાનીને પાપાદિ કર્મોના ફલનો અભાવ કરેલો છે. તે જ્ઞાનનું મહાતમ્ય દેખાડવા માટે કહેલ છે. તેમ અભિપ્રાય ન સમજવો. જે જ્ઞાની પાપાદિ ક્રિયા કરે છે. કારણ કે જ્ઞાનની અનંતર (પછી) પાપ ક્રિયાની વાસનાનો પણ સંબંધ રહેતો નથી. તો પછી પાપયુક્ત ક્રિયા કેવી રીતે સંભવે. કારણ કે બાકી રહેલા પાપની નિવૃત્તિ થયાથી તેમજ અનન્ત જન્મોનાપુણ્ય એકઠાં થવાથીજ યથાર્થ જ્ઞાન ઉદય થાય છે. તેથી ફરી પાપ વાસના પણ નથી થતી એ રીતીથી અનંત વિભુ સર્વયોની અને નિરીહ કહી આવ્યા. હવે ફરી આત્મા કેવો છે કે નિત્ય મુક્ત તેમજ અવિનાશી છે કેવી રીતે કે–

**(शिव संगहीन मिति)** અર્થાત્ શિવ એટલે કલ્યાણ સ્વરૂપ અથવા મંગળોના પણ મંગળ રૂપ આત્મા છે. જેનું કોઈપણ વખત અકલ્યાણ અર્થાત્ કલ્યાણથી હીન સંગ રૂપ નથી થતું. અર્થાત્ અવિનાશી રૂપ તેમજ સર્વ ગુણ વિકાર રહિત છે. તેથી આત્મા શિવ સ્વરૂપ છે.

શિષ્ય ઉવાચ—હે ગુરૂજી મહારાજ ! જ્યારે આપે આત્મને શિવ સ્વરૂપ કીધો ત્યારે તેતો **( उमा सहायं परमेश्वर प्रभो त्रीलोचनं नीलकंठः प्रशान्तम मिति )** ઇત્યાદિ વિશેષણોથી યુક્ત જે હોય; તેને કૈવલ્ય શાખામાં શિવ કહેલા છે. અને તે વિશેષણો આત્મામાં સંભવતા નથી. તો આત્માને શિવસ્વરૂપ કહેવો, કેવી રીતે સંભવે ! તે અમોને સ્પુટ કરી બતાવો તો ઘણોજ આભાર મનાશે.

આચાર્ય ઉવાચ—હે શિષ્ય ઉમા સહાયાદિ જે શિવના વિશે ષણ કહેલાં છે. તે યદ્યપિ સત્ય છે. તથાપિ તે વિશેષણો ઉપલક્ષણ રૂપ છે. અને સગુણ રૂપની ઉપાસના કરવા વાળા જે પુરૂષો છે. તેમને માટે આ વિશેષણો કહ્યા છે. બાકી શિવનું ઉપરોક્ત સ્વરૂપ નથી. શિવનું રૂપ તો સર્વ ભૂતાન્તર જે આત્મા છે. તેજ શિવસ્વરૂપ છે. આ વાર્ત્તાલાપ શ્રુતિ પ્રમાણથી સિદ્ધ છે. તેમજ જડ ભરત તથા રૂદ્રના સંવાદથી પણ સિદ્ધ થાય છે. કે જે સાક્ષી આત્મા છે. તે શિવસ્વરૂપ છે. તત્પરિ છિન્ન કોઈ શિવસ્વરૂપ નથી તેથી આત્મા શિવસ્વરૂપ છે. (નામ કલ્યાણ રૂપ છે.) અને જે પોતાને અકલ્યાણ સ્વરૂપ માનીને અન્ય દેવોથી કલ્યાણ થવું જે ચાહે છે. તે પુરૂષ પશુની સમાન વર્ત્તન કરવાવાળો કહી શકાય. તેમજ મૂઢ પુરૂષોના છત્રરૂપ ગણી શકાય છે. અને જે ઉત્તમ ને વિવેકી પુરૂષ છે. તે સદ્ગુરૂ પ્રસાદથી અન્તર્ગત જે શિવસ્વરૂપ આત્મા છે. તેને યથાર્થ જાણી ઉપાસના કરે છે. કેવી રીતે ઉપાસના કરે છે. તેના જવાબમાં એજ કે—॥ **देहो देवालयो प्रोक्ता जीवो देवो सनातन ॥ तत्त ज्येत निर्माल्यम् तद्यपि शिव दर्शनम्॥** દેહ રૂપ જે દેવાલય છે. અને આત્મ ચૈતન્ય રૂપ જેમાં દેવ રહેલ

છે. અને તેમાં અજ્ઞાનથી ઉત્પન્ન થયેલા પંચકોશ રૂપ જે નિર્માલ્ય છે. તેને દૂર કરીને દિવ્ય ચક્ષુથી અપરોક્ષ દેવના દર્શન કરીને સોહંભાવથી સદા તેનો જપ કર્યા કરે છે. કેવી રીતે તેના ઉત્તરમાં પ્રમાણ આપે છે.

**मनोबुध्यहंकार चित्तादिनाहं । नच श्रोत्रजिव्हे नच घ्राण नेत्रे ॥ नच व्योमभूमि र्नतेजोनवायु। चिदानन्दरुपः शिवोऽहं शिवोऽहम् ॥ ५८ ॥**

( અર્થ એ કે—મન બુદ્ધિ અહંકાર ચિત્તઆદિ પણ હું નથી. તેમજ શ્રોત્ર ( કાન ) જીહ્વા ( જીભ ) ઘ્રાણ ( નાસિકા ) નેત્ર ( આંખ ) તે પણ હું નથી. તેમજ આકાશ તથા ભૂમી તથા તેજ વાયુ તે પણ હું નથી. કેવળ ચિદાનન્દરૂપજ શિવ હું છું શિવ સ્વરૂપ હું આત્મા છું. ઇત્યાદિ શ્લોક રચના કરીને સોહં ભાવથી જપ કર્યા કરે છે. માટે એવા જે સ્વયંભૂ છે. તે મહાદેવના પણ દેવ છે. અને બુદ્ધિરૂપ ગિરિજા નામ પાર્વતિ છે. અને પ્રાણ સંચારણ ઇત્યાદિ જેના ગુણ છે. તેને પંચવિષય ઉપભોગ છે. તે નૈવેદ્ય ધરે છે. અને જે કાંઇ વાગ્વિલાસ છે. તે સર્વ સ્તવન થાય છે. અને જે કાંઇ પૃથ્વી ઉપર અટન થાય છે. તે શિવજીની પ્રદક્ષિણા કરે છે. અને નિદ્રારૂપ સમાધી છે. આવા પ્રકારથી પૂજન કરીને પછી કહે છે કે—હે શંભો જે જે કાંઇ કરૂં છું તે તમામ તારી આરાધના કરૂં છું. તે પ્રમાણે કહેવાથી શું જણાયું. કે જ્ઞાન વાનથી જે જે ક્રિયાઓ થાય છે. તે સર્વ વિધિમય થાય છે. અર્થાત્ બ્રહ્મમયજ થાય છે. તેમાં પ્રમાણ કે ( **सर्वथा वर्तमानोऽपि सयोगी मयि वर्त्तते** ) અર્થ—એકે જે યોગી બ્રહ્મનિષ્ટ જ્ઞાન ઘન મહાત્મા પુરૂષ છે. તે તમામ પ્રકારથી વર્ત્તાવ કરતો મરામાંજ વર્તે છે. અર્થાત્ તેની ક્રિયા તમામ બ્રહ્મમયજ થાય છે. માટે આઠે પ્રહરજ્ઞાની પુરૂષની બ્રહ્મમય આરાધના ચાલુજ રહ્યા કરે છે ( **सर्व कर्मा खिलं पार्थ ज्ञानेन परि समाप्यते** )

આ પ્રમાણે શ્રી કૃષ્ણ પરમાત્માએ ગીતાજીમાં અર્જુનને કહેલ છે. કે હે પાર્થ તમામ જે અખિલ કર્મો છે. તે જ્ઞાનમાં સમાઈ જાય છે. તેથી જ્ઞાની કૃતકૃત્ય છે. અને શાન્તિ પણ તેનેજ કહેલી છે. માટે સિદ્ધાન્ત એ આવ્યો કે આત્મા શિવસ્વરૂપ છે. તેવીજ રીતે આત્માસંગ રહિત છે. શાથી કે આત્માનો કોઇ સાથે સંબંધ કલ્પાતો નથી. કારણકે સંબંધ જે થાય છે તે ત્રણ પ્રકારથી થાય છે. એક તો સંયોગ સંબંધ, બીજો સમવાય, ત્રીજો તાદાત્મ્ય સંબંધ, આ પ્રમાણે ત્રણ પ્રકાર સંબંધના છે. તો ત્રણ પ્રકારથી આત્મામાં દેહાદિ પ્રપંચના સંબંધ નથીથતા. કારણકે આત્મા તમામ સંબંધથી રહિત છે. અને કોઈ પણ આત્મામાં સંબંધ માને તો તેને શંકા કરવી કે–શંકા—જે નિષ્કલંક, નિરાકાર, નિર્વિશેષ. પરિપૂર્ણ બ્રહ્મ સ્વરૂપ આત્મા છે. તેમાં દેહાદિ પ્રપંચના જે સંબંધો છે. તે સંયોગ સંબંધ છે. વા સમવાય સંબંધ છે. તાદાત્મ્ય સંબંધ છે. તે ત્રણમાંથી કયો સંબંધ છે ? જો પહેલો સંબંધ સંયોગ માને તો પણ આત્મામાં એક દેશી કોઇ સંયોગ છે ? અથવા સર્વ વ્યાપક આત્મામાં પ્રપંચનો સંયોગ સંબંધ છે. તો જો એક દેશથી સંબંધ માને તો અસંભવ છે. કારણકે આત્મા કાંઇ એક દેશી છે નહીં. માટે પરિછિન્ન અને અપરિછિન્ન સર્વથા પ્રકાર વડે કરી સંયોગ નથી બનતો. અને સર્વ વ્યાપક સાવયવનો સંબંધ થાય નહીં. આવા પ્રકારથી આત્મામાં સંયોગ સંબંધ નથી. તેવીજ રીતે સમવાય સંબંધ પણ આત્મામાં સંભવતો નથી. કારણકે આધાર તથા આધેય ભાવની આત્મામાં યોગ્યતા નથી. તેવીજ રીતે આત્મા સરખો કોઇ અન્ય પદાર્થ પણ નથી. તેથી વિરોધી સ્વભાવવાળા સાથે સમવાય સંબંધ નથી બની શકતો. માટે સમવાય સંબંધ પણ આત્મામાં નથી. તેથીજ ત્રીજો જે તાદાત્મ્ય સંબંધ છે તે પણ આત્મામાં સંભવતો નથી. કારણકે આત્મા તો અજડ છે. અને દેહાદિક સર્વ પદાર્થ માત્ર જડ સ્વરૂપ છે. તેથી તાદાત્મ્ય સંબંધ માનવો અસંગત છે. આ પ્રમાણે ત્રણે પ્રકારના સંબંધો આત્મા વિષે સંભવતા નથી, અને તે ત્રણ પ્રકારના સંબંધ

તો સાવયવ વસ્તુમાં બની શકે છે. હસ્ત હસ્તનો સંયોગ સંબંધ થાય છે. તેમજ સમવાય સંબંધ પણ ગુણ ગુણીનો થાય છે. તેમજ જાતિ વ્યક્તિનો આધાર આધેયનો સંબંધ સમવાયથી કહેવાય છે. તે પ્રકારે તાદાત્મ્ય સંબંધ પણ અગ્નિ અને લોઢાના કકડાનો થાય છે. એવા પ્રકારથી સાવયવીક વસ્તુમા સંબંધ કલ્પના થઇ શકે છે. પરંતુ નિરવયવ વસ્તુમાં સંબંધનો સદા અસંભવ છે. તો આત્મા સદા નિરવયવ છે. તેમાં સાવયવના સંબંધ માનવા તે વાત અસં-ગત છે. જેવી રીતે નિરવયવનો આકાશમાં ઘટપટાદિ પદાર્થનો સંબંધ નથી થતો. તેવીજ રીતે આત્મા કોઇનો સંબંધી કહી શકાતો નથી. તેથી આત્મા અસંગ હોવાને લઇને અસંગરૂપ સિદ્ધ થયો. અને શ્રુતિમાં આત્માને અસંગ કહેલો છે. જુઓ પ્રમાણ આપે છે ( असंगोऽयं पुरुषः ) ( असंगा नोनु सज्जते ) અર્થ એકે— અન્તર સ્થિત જે ચિન્મય પુરૂષ છે. તે દેહાદિ દૃશ્ય અને વિકારી જે પદાર્થો છે. તેનાથી અસંગ છે. માટે અસંગરૂપ આત્મા કોઇ સાથે જોડાતો નથી. અર્થાત્ ગુણ, કર્મ, પાપ, પુણ્યથી લેપાતો નથી જેવી રીતે આકાશ વાયુ, સ્ફટિક, કમલ ઇત્યાદિ નિર્લેપ છે. તેવીજ રીતે આત્મા અસંગ હોવાને લીધે નિર્લેપ છે. આ પ્રમાણે આત્મા તમામ સંબંધથી રહિત છે. તેથી તેને અસંગરૂપ નિરીહ, નિર્વિ-કાર ઇત્યાદી વિશેષણો લાગુ પડે છે.

શિષ્ય ઉવાચ—હે ગુરૂજી ત્યારે દેહાદિકનો આત્મા સાથે સંબંધ કેવી રીતે પ્રતિત થાય છે ? આ પ્રકારની શંકા અમારા હૃદયમાં સ્થાન કર્યું છે. તે કૃપાળુ હોઇ દુર કરો. ?

આચાર્ય ઉવાચ—હે શિષ્ય ? તે કેવળ કલ્પિત ભાવથી સંબંધ જણાયો. અર્થાત્ ભ્રમ માત્રથી પ્રતિત થાય છે. જેવી રીતે દર્પણમાં ભ્રમ થવાથી મિથ્યા નગરીની પ્રતિતિ થાય છે. પરંતુ દર્પણ સાથે નગરીનો કાંઇપણ સંબંધ હોતો નથી. તેવીજ રીતે આત્મામાં મિથ્યા દેહાદિકની પ્રતિતિ થાય છે. પણ સંબંધ હોતો નથી. તે માટે આત્મા સંબંધહીન છે. મૂઢ પુરૂષો પોતાનાજ ભ્રમથી તાદાત્મ્ય સંબંધની બુદ્ધિ કરી દુઃખને પ્રાપ્ત થાય છે.

અને વિવેકી જે મહાત્માઓ છે. તે ભ્રમને વશ થતા નથી. જેવી રીતે સિંહના ભયથી એક વાંદરૂં વૃક્ષ ઉપર ચઢી ગયું. અને એક પુરૂષ પણ વૃક્ષપર બેઠો હતો; ત્યારે વાંદરાની ચંચળતા દેખાવાથી તેનો પરછાયો પણ પૃથ્વીપર ચંચળ પ્રતિત થવા લાગ્યો. તે વખતે વૃક્ષની નીચે એક કેશરી સિંહ ઉભો હતો; તે વાંદરાના પરછાયા ઉપર ઘણાક પંજા લગાવવા મંડયો. તેટલામાંજ વાંદરો પોતાની છાયામાં આત્મબુદ્ધિ કલ્પના કરી કે તુર્ત ભયભિત થયો ને પૃથ્વી ઉપર પડયો તેવોજ તેને સિંહે પકડી મારી નાંખ્યો. પછી પેલો પુરૂષ બેઠો હતો; તેની છાયાપર પણ તે પ્રમાણે તાડન કરવા લાગ્યો, તે જોઇ પુરૂષ હસવા લાગ્યો. અને સિંહને કહ્યું કે–અરે મૂર્ખ હું વાંદરો નથી કે જે આત્મ બુદ્ધિ કરીને પૃથ્વી ઉપર પડું ! તેવીજ રીતે મૂર્ખ વાંદરા જેવા જે અજ્ઞાની પુરૂષો છે, તે દેહમાં આત્મ બુદ્ધિ કલ્પના કરીને કર્ત્તા, ભોક્તા પોતાને માની કેસરી સિંહ રૂપ જે કાલ છે. તેના મુખમાં જઈ પડે છે. અને વારંવાર પુનરા વૃત્તિને પ્રાપ્ત થાય છે. અને તત્વ દર્શી જે પુરૂષો છે. તે દેહ અજ્ઞ જીવોની દશાને જોઇ હસે છે. તેથી તેમને પુનરાવૃત્તિ પણ હોતી નથી. એ વાત શ્રુતિ સ્મૃતિ દ્વારા સિદ્ધ છે. તેમાં પ્રમાણ એ છે કે—( **नस पुनरावर्तते इति** ) અર્થાત્ જે જ્ઞાની પુરૂષો કે જે માયાના ભ્રમમાં ભરમાયા નથી તેમજ વિકારોથી રહિત છે. તેની પુનરાવૃત્તિ (જન્મ મરણ) રૂપ ઉપાધિ થતી નથી. આ પ્રમાણે જ્ઞાની અને અજ્ઞાનીના વ્યવહારમાં ઘણોજ ભેદ રહેલ છે. અને વ્યવહારમાં સદૃશ્યની પ્રત્યક્ષતા થાય છે. તે હેતુથી જ્ઞાની પુરૂષને અજ્ઞ (મૂર્ખ) પુરૂષ જાણી શકતો નથી. અને જે કોઇ જાણે છે, તેને પણ આશ્ચર્ય ઉત્પન્ન થાય છે. તેજ આશ્ચર્ય રૂપ જ્ઞાનીને જાણી શકે છે. અન્ય કોઈ પણ જ્ઞાની પુરૂષને જાણુવા સમર્થ નથી. તેવું મધુસૂદન સ્વામીએ ગીતાની ટીકામાં કહેલ છે. એક તો આત્મજ આશ્ચર્ય રૂપ છે. અને તેનું જ્ઞાન જે અવિદ્યાનું કાર્ય વૃત્તિમાં પ્રકાશવાવાળું છે. તે પણ આશ્ચર્યરૂપ છે. અને તેને જાણુવાવાળો જ્ઞાની પણ આશ્ચર્ય રૂપજ છે. તેમજ તે જ્ઞાનીને

જાણુવાવાળો પણ આશ્ચર્ય રૂપજ છે. એ હેતુથી મૂઢ પુરૂષોનો તે વિષય છે નહીં. આ પ્રમાણે આત્મા સંગહીન હોવાથી, અસંગી છે. તેમ સિદ્ધ થયું. હવે આત્માને યોગી લોકો ધ્યાનથી પ્રત્યક્ષ કરે છે. તે દેખાડે છે. ( यदोङ्कार गम्य मिति. ) યત્ એટલે જે આત્મા તેને બ્રહ્મ રૂપથી યોગી પુરૂષો ૐકારનામ પ્રણવ રૂપથી ઉપાસના કરીને બ્રહ્મરૂપને જાણે છે. તે પ્રણવને બ્રહ્મથી ઉપાસી મોક્ષને પ્રાપ્ત કરે છે. તે પ્રણવની ઉપાસના બે પ્રકારથી થાય છે. એકતો નિર્ગુણ રૂપ, બીજી સગુણ રૂપથી થાય છે. તો માયા રહિત પરબ્રહ્મ છે. તેને નિર્ગુણ કહે છે. અને માયા વિશિષ્ટ ચૈતન્યને અપર બ્રહ્મ કહે છે. તે નિર્ગુણ ઉપાસનાનું ફલ કેવળ મોક્ષ છે. અને. સગુણ ઉપાસનાનુ ફળ સાલોક્ય, સામિપ્ય સાયુજ્ય અથવા સારિષ્ટ રૂપ જે ચાર મોક્ષ છે. તેની પ્રાપ્તિ રૂપ છે. તે ચાર પ્રકારની મુક્તિ તો જ્ઞાનીને ગ્રહણ કરવા યોગ્ય નથી. કારણ કે એને બ્રહ્મજ્ઞાની પુરૂષથી એવો વિવેક ઉત્પન્ન થયેલો છે. કે તે મુમુક્ષુને કૈવલ્ય મોક્ષ વિના સર્વ ત્યાગ કરવા યોગ્ય છે. તેથી નિર્ગુણી ઉપાસના કરે, તેઉપાસના પ્રણવની બ્રહ્મથી અભેદ જાણીને કરે. કારણ કે પ્રણવ બ્રહ્મનો વાચક છે. અને બ્રહ્મ તેનું વાચ્ય છે. તેથી પ્રણવ અક્ષર બ્રહ્મ સ્વરૂપ છે. તેમાં પ્રણવ રૂપ બ્રહ્મ હું છું. તેવી બુદ્ધિ કરી નિરંતર ચિંત્વન કરે તેવીજ રીતે ૐકારના જે ચાર પાદ છે. તેના પણ લયનું ચિંત્વન કરે. અર્થાત્ બ્રહ્મથી અભેદચિંત્વન કર્યા કરે, અભેદ એટલે અહંબ્રહ્માસ્મિ એવું વ્યવધાન રહિત વૃત્તિમાં વ્યાહરન માત્રને ઉચ્ચારણ કરે. તો એવા પ્રકારથી ઉપાસના કરવાવાળો પુરૂપ તમામ ભય તથા દુઃખથી મુકત થઇ. પરપદને પ્રાપ્ત થાય. એવું ઉપનિષદ્‌માં કહેલું છે કે—

॥ॐकार पादसो ज्ञात्वा नांकिंचि दपि चिन्तयेत ॥ तस्य नभयं क्वचिदिति ॥ અર્થ એવો થાય છે, કે ૐનામ પ્રણવ તેના પાદ કહીએ. અકાર ઉકાર, મકાર અને અર્ધ માત્રા એ ચાર ૐકારના પાદ છે. તેને ज्ञात्वा નામ એ આત્મા અને બ્રહ્મના ચાર પાદ છે. તેને અભેદ રૂપ જાણીને તેમાં અનુકૂળ વૃત્તિનું અનુસંધાન

કરે, અને અન્ય કાંઇ પણ ચિંતવન ન કરે તો પુરૂષને કોઈ પ્રકારનો ભય કિંચિત્ માત્ર ઉત્પન્ન થતો નથી. તેથી ૐકાર આત્મા અને બ્રહ્મનાપાદ એકત્ર માની તે પદના ક્રમથી લય કરે તે કેવી રીતે લય થાય ? તેના જવાબમાં કહે છે. પ્રથમ અકાર, ઉકાર મકાર, અર્ધમાત્રા આ ચાર ૐકાર ના, અને વિશ્વ, તૈજસ, પ્રાજ્ઞ અને ત્વંપદનું લક્ષ્ય જે જીવ સાક્ષી છે. તે ચાર પાદ આત્માના છે. વળી વિરાટ, હિરણ્ય ગર્ભ, ઇશ્વર અને તત્પદનું લક્ષ્ય જે ઇશ્વર સાક્ષી છે. તે ચાર પાદ બ્રહ્મના છે. તેમાં પ્રથમ વિરાટ, જે સમષ્ટી સ્થૂળ ઉપાધિ સહિત ચૈતન્યરૂપ બ્રહ્મનું પ્રથમ પાદ છે. તે આત્માનું પ્રથમપાદ જે વ્યષ્ટિ સ્થૂળ ઉપાધિના અભિન્ન વિશ્વ રૂપથી અભેદ જાણીને તેમાં લય કરે. અને તે વિરાટના સપ્ત અંગ છે. સત્ય લોક જેની મૂર્ધની છે. અને સૂર્ય ચંદ્ર જેના નેત્ર છે. વાયુ જેનો પ્રાણ છે. તદ્ગત વેદ જેનો શ્વાસ છે. તેમજ આકાશ જેનું ધડ છે. અને સાત સમુદ્ર જેનું ઉદર જલાશય છે, અને અગ્નિ જેનું મુખ છે. તેવી રીતે મહાતલાદિ સાત પાતાળ છે, તે જેના પાદ છે, આ પ્રકારે સાત વિરાટના અંગ છે. વિરાટ વિશ્વરૂપ હોવાથી વિશ્વનાજ સાત અંગ છે. તે પ્રકારે વિરાટ રૂપ વિશ્વનાં ઓગણીસ મુખ છે. કયાં ? તો ધ્યાન આપો. ચાર અંતઃકરણ પાંચ પ્રાણ દશ ઇન્દ્રિયો આ પ્રમાણે ઓગણીસ મુખ છે. તેના રૂપનો વિસ્તાર પૂર્વ સ્વરૂપ સ્થિતિ દેશમાં ત્રણ અવસ્થાની પ્રક્રિયામાં જણાવ્યો છે. ( એ હેતુથી વિસ્તાર કરવામાં આવતો નથી. ) એવી રીતે વિરાટનો વિશ્વમાં લય કરવો. કારણકે વિરાટ વિશ્વની સમષ્ટી વ્યષ્ટીરૂપ બન્નેની સ્થૂળ ઉપાધિ હોવાથી એકતા થાય છે. તેવીજ રીતે હિરણ્ય ગર્ભ અને તૈજસની એકતા સમજીલય કરે. કારણકે હિરણ્યગર્ભ જે સમષ્ટી સૂક્ષ્મ ઉપાધિવાળુ જે બ્રહ્મ છે. તેનો બીજો પાદ છે. તે તૈજસ જે વ્યષ્ટિ સૂક્ષ્મ ઉપાધિવાળા આત્માનું બીજું પાદ છે. તેમાં લય કરે તેવીજ રીતે ઇશ્વરપાદ જે અવ્યાકૃતરૂપ કારણ ઉપાધિવાળા બ્રહ્મ તેનું ત્રીજું પાદ છે. તેનો પ્રાજ્ઞ જે વ્યષ્ટિ અજ્ઞાન ઉપાધિવાળું આત્માનું ત્રીજુ પાદ

તેમાં લય કરે. અને ઈશ્વર સાક્ષી જે બ્રહ્મનો ચતુર્થ ( ચોથો ) પાદ શુદ્ધ છે; તે જીવ સાક્ષી જે આત્માનું ચતુર્થ પાદ શુદ્ધ છે તેની સાથે એકતા કરે. તે જીવસાક્ષી અને ઈશ્વર સાક્ષીનો જે પ્રથમથીજ અભેદ છે. તેથી તેની એકતા થઈ શકે છે. એવી રીત બ્રહ્મના પાદની એકતા રૂપલય આત્માના ચાર પાદમાં કરવો અને આત્માના ચાર પાદનોલય ૐ કારના ચાર પાદમાં કરવો. તેમાં પ્રમાણ આપ્યું છે કે—( सोऽय मात्माऽ ध्यक्षर मोङ्कारो ऽधिमात्रं पादामात्रा मात्राश्च पादा कार ऊकारो मकार इति ) તે ઉપર વર્ણન કરેલા ચાર પાદવાળો આત્માજ ૐ આ અક્ષરથી વર્ણન કરાય છે. તે ૐ કારજ આગળ કહેલી માત્રા ઉપર અધિકાર જમાવે છે. તો આત્માના જે પાદ કહ્યા તેજ ૐ કારની માત્રા છે અને ૐ કારની અકાર, ઉકાર, મકાર, અર્ધ માત્રા તે આત્માના પાદ છે. ( जागरित स्थानो वैश्वानरोंकारः प्रथमा मात्राप्ते रादि मत्वा द्राप्नोति हवै सर्वा न्कामानादिश्च भवति ) તેમાં જાગૃત અવસ્થાનો અભિમાની વિશ્વરૂપ પુરૂષ તે અકારરૂપ પહેલી માત્રા છે. કેવી રીતે કે-(જે પ્રમાણે અકારથી તમામ વાકય વ્યાપ્ત છે, તેમ વૈશ્વા નરથી તમામ જગત વ્યાપ્ત છે. જેવી રીતે અકાર તમામ વર્ણથી પહેલો છે, તેવીજરીતે વૈશ્વાનર તમામ પાદોથી પહેલો છે. આસમતાથી અકાર અને વૈશ્વા નરની એકતા છે. જે આતત્વને જાણે છે. તે ૐકાર દ્વારા આત્મતત્વની ઉપાસનાથી સકલ ઇચ્છિત પદાર્થોને પ્રાપ્ત કરે છે. અને મહાન પુરૂષોમાં પ્રથમ ગણવાને યોગ્ય છે. ॥ स्वप्न स्थान तैजस उकारो द्वितीया मात्रो त्कर्षा दुभयत्वा द्वोत्कर्षति हवै ज्ञानं संतति समानंच भवति नास्या ब्रह्मवि त्कुले भवति ॥ જેવી રીતે અકારથી ઉકાર ઉત્કૃષ્ટ (ઉત્તમ) છે. અને ઉકાર અકારને મકારની વચમાં રહેવાવાળો છે. તેવીજ રીતે તૈજસ વૈશ્વાનર અને પ્રાજ્ઞની વચમાં રહે છે. અને વૈશ્વાનરની અપેક્ષાથી ઉત્કૃષ્ટ છે. આ પ્રકારે તૈજસ અને ઉકારની સમતા

હોવાથી સ્વપ્ન અવસ્થાનો અભિમાની તૈજસ ઉકાર રૂપ બીજી માત્રા છે. જે ઉપરોક્ત કહ્યા પ્રમાણે જાણે છે, તે પોતાના જ્ઞાનને વધારવા વાળો છે. " सुषुप्ति स्थान प्राज्ञो मकार स्तृतीयामात्रा मिते रपितेर्वा मिनोति हवा इद ॐ सर्व मपितिश्च भवति॥' સુષુપ્તિ અવસ્થાનો અભિમાની પ્રાજ્ઞતે ત્રીજી માત્રા મકાર છે. એનું કારણ પરિમાણ અને એકી ભાવ છે. અર્થાત્ સુષુપ્તીના સમય વૈશ્વાનર અને તૈજસ પ્રાજ્ઞમાં પ્રવેશ કરે છે. અને જાગૃત અવસ્થામાં તેમાંથી બહાર નિકળે છે. પ્રવેશ કરવું અને નિકળવું તેમાં પ્રાજ્ઞ છે. તે વૈશ્વાનર અને તૈજસનું પરિણામ દર્શાવવાવાળો છે. તેવીજ રીતે ૐ કારના ઉચ્ચારણના અન્તમાં અકાર અને ઉકાર તે મકારમાં પ્રવેશ કરે છે. અને ઉચ્ચારણના આરમ્ભમાં ફરી તેમાંથી બહાર નિકળે છે તો અહીં પણ પરિણામ કરવામાં સમતા જણાય છે. જેવી રીતે સુષુપ્તિ અવસ્થામાં વૈશ્વાનર અને તૈજસ પ્રાજ્ઞમાં એકીભૂત થાય છે. તેવીજ રીતે ૐ કારના ઉચ્ચારણના અન્તમાં અકારને ઉકાર મકારમાં એકીભૂત થાય છે. આ પ્રમાણે તુલ્યતાથી પ્રાજ્ઞ અને મકારની એકતા છે. જે આવી રીતે જાણે છે. તે તમામ જગતને યથાર્થ રૂપથી જાણે છે. અને જગતના કારણ સાથે એકીભૂત થાય છે. અર્થાત્ સ્પષ્ટાર્થ એવો થાય છે કે જે જાગૃત અભિમાની વિરાટરૂપ તે વિશ્વરૂપ અકારથી અભેદ જાણીને લય કરે, અને સ્વપ્ન અભિમાની હિરણ્ય ગર્ભરૂપ તૈજસ તે ૐકારનું દ્વિત્તીયપાદ જે ઉકાર છે. તેથી અભેદ જાણીને તેમાં લય કરે. તેવીજ રીતે સુષુપ્તિ અભિમાની ઇશ્વરરૂપ પ્રાજ્ઞ તે ૐકાર તૃતીય પાદ જે મકાર છે. તેથી અભેદ જાણીને તેમાં લય કરે. આ પ્રમાણે બ્રહ્મ અને આત્માના પ્રથમપાદ સમષ્ટી વ્યષ્ટિ ઉપાધિ જે અંગ અને મુખ અને ત્રિપુટી આદિસહિત ૐકારના પ્રથમપાદ અકારમાં લયકરે. અને અકાર દ્વિતીયપાદ ઉકારમાં લય કરે. તેવી રીતે બ્રહ્મ અને આત્માનું દ્વિતીયપાદ જે હિરણ્ય ગર્ભરૂપ તૈજસની ઉપાધિ સહિત ૐકારના દ્વિતીયપાદ ઉકારમાં લયકરે. તેવી રીતે ઉકારને તૃતીયપાદ મકારમાં લયકરે. તેમજ ઇશ્વર અને

પ્રાજ્ઞનો મકાર સહિત ચતુર્થ પાદ જે શુદ્ધ અર્ધ માત્રા છે તેમાં લયકરે. તેવી રીતે ચતુર્થપાદ જે વિશ્વ સાક્ષી અને આત્માનું ચતુર્થ પાદ જીવ સાક્ષી તે ૐકાર ચતુર્થપાદને અર્ધ માત્ર રૂપતુરીય છે. એ ત્રણેનો અભેદ પૂર્વથી છે. આ પ્રકારથી બ્રહ્મ, આત્મા અને ૐકાર એ ત્રણેના ત્રણે પાદ અપરમાર્થરૂપ છે. તેનો અધિષ્ઠાનરૂપ ત્રણેનો ચતુર્થ અર્ધમાત્ર પાદ છે. તેમાં લયકરે. તે શુદ્ધપાદ ત્રણેનું બ્રહ્મરૂપ છે. તેને યતિ લોકો આ પ્રકારથી શોધન માત્રને મનન કરીને એકાગ્રચિત્ત વડે નિરંતર ચિન્તવન કરે તો તે જ્ઞાનીપર બ્રહ્મને પ્રાપ્ત થાય છે. તેમાં પ્રમાણ નીચે પ્રમાણે.

**॥ ॐ मित्येकाक्षरं ब्रह्म व्याहर न्मा मनु स्मरन्**
**॥ यःप्रयातित्यज न्देहं सयाति परमां गतिम् ॥५१॥**

અર્થ એ છે કે ૐકાર એવો જે પ્રણવરૂપ એક અક્ષર છે. તે બ્રહ્મનો છે. અર્થાત્ ૐકાર બ્રહ્મનો વાચક છે. તેને ભાગત્યાગ લક્ષણા કરીને અર્ધ માત્ર જેતુરીયરૂપ છે. તે બ્રહ્મ છે. તેને ગુરૂપ્રસાદ વડે જાણીને **मामनुस्मरन्** મામજે હું પરબ્રહ્મ તેની અહં બુદ્ધિથી ઉપાસના કરે, અર્થાત્ નિરંતર વ્યાહરન્ માત્રને ઉચ્ચારણ કર્ત્તા એવા જે યોગી પુરૂષો તે પોતાના સ્થુલ દેહનો ત્યાગ કરીને પરમગતી જે પરમધામ છે. નામ અપુનરાવૃત્તિરૂપ ધામ છે. તેને પ્રાપ્ત થાય છે. આ પ્રમાણે શ્રુતિસ્મૃતિ પુરાણ સિદ્ધ ૐકાર ગમ્ય બ્રહ્મ કહે છે. અને તેની ઉપાસનાથી વિદેહ મોક્ષ પણ કહેલ છે. પણ તેમાં એટલો ભેદ છે જે અહંબુદ્ધિ ઉપાસનાથી અહીં પણ મોક્ષ થાય છે. યદ્યપિ સાક્ષાત મોક્ષ જ્ઞાનથી થાય છે. તથાપિ ૐકાર અર્થપણ મહા વાકયરૂપ છે. તેથી જીવતાંજ મોક્ષ થાય છે. અને કામનારૂપ પ્રતિબંધ જેના ચિત્તમાં છે, તે અચિરાત્ માત્રને જલદી દેવ અગર તો નરદેહથી બ્રહ્મલોકને પ્રાપ્ત થાય છે. ત્યાં ઘણાક કાલનિવાસ કરી ફરી હિરણ્ય ગર્ભની સાથે મળી વિદેહ મોક્ષને પ્રાપ્ત થાય છે. આ ઉપાસનાનો પ્રકાર માંડુકય ઉપનિષદ્ તથા શ્રીમદ્ ભગવદ્ગીતાના આઠમાં અધ્યાયમાં શ્રીકૃષ્ણ પરમાત્માએ અર્જુન

પ્રત્યે વિસ્તારથી વર્ણવેલો છે અને અહીં ગ્રંથની વૃદ્ધિ થાય, એ હેતુથી વધારે વિસ્તારાયેલ નથી. તેમજ સર્વ જિજ્ઞાસુજનોને અત્યન્ત કરી ઉપયોગી પણ નથી. તે વાત અસાધારણ છે. તેથી કરી કિંચિત્ માત્ર નિરૂપણ કરીએ છીયે. તો પ્રણવ અક્ષરનો પૃથક અન્તર શોધન કરવું. કે જે સ્થૂલ શરીરની અંદર સૂક્ષ્મ શરીરમાં પંચપ્રાણ છે. તે સર્વના સ્વામી છે. તેમાં પણ પ્રાણ અને અપાન એ બન્ને મુખ્ય છે. તેમાં શબ્દનો ઉચ્ચાર સ્વભાવથી થાય છે. જેની આદિમાં સકાર છે. તેની અંતમાં હકાર છે. એવું सोहं રૂપથી ઉચ્ચારણ થાય છે. તેમાં સકાર અને હકાર એ બન્નેના વ્યંજન કરે તે પછી બે અક્ષરનો લોપ થઇ જે અક્ષર સિદ્ધ થાય છે. તેને પ્રણવ કહેવાય છે. તે પ્રણવમાં ત્રણ માત્રા છે અકાર, ઉકારને મકાર નામથી પ્રસિદ્ધ છે. તેમાં બ્રહ્મરૂપ અકાર છે. વિષ્ણુરૂપ ઉકાર છે. અને રૂદ્રરૂપ મકાર છે. એવી રીતે અકાર, ઉકારને મકારરૂપ જે ત્રણ માત્રા છે. તે ૐકારના અપરમાર્થરૂપે છે. તેને ક્રમથી લયકરે. તેમાં પ્રમાણ

( विश्वं त्वकारं पुरुषं विलापयेत् उकार मध्ये बहुधा व्यवस्थितम् ततो मकारे प्रविलाप्यतैजसं द्वितीयवर्णं प्रणवस्य चान्तिमम् मकार मप्यात्मनि चिद्घने परे विलापये त्प्राज्ञमपी ह का रणम् सोहं परब्रह्मसदावि मुक्त मिति ) અર્થ એ છે કે—બહુધા વ્યવસ્થિત વિશ્વરૂપ પુરૂષ જે અકાર છે, તેનો ઉકારમાં લયકરે અને તેવીજ રીતે સૂક્ષ્મદેહને સ્વપ્નના અભિમાની તૈજસરૂપ ઉકારનો સુષુપ્તી અભિમાની પ્રાજ્ઞ જે મકારરૂપ છે. તેમાં લયકરે, અને પ્રાજ્ઞ ગ્રંજ્ઞિક જે માયા સબલરૂપ મકાર છે. તેનો પણ ચૈતન્ય ઘન જે આત્મા અમાત્રરૂપ છે. તેમાં લયકરે, અને ઉક્ત જે ત્રણ માત્રા છે તેનો કાર્ય કારણ ભાવથી લય થાય છે. અને શુદ્ધ જે ચતુર્થ અર્ધ માત્ર છે. તેમાં આ ત્રણે કલ્પિત છે. આ પ્રમાણે અર્ધ માત્રામાં તમામ લયકરીને તે અર્ધ માત્રરૂપ તુરીય પરબ્રહ્મ છે. તેપર બ્રહ્મ હું છું એવા પ્રકારથી વ્યવધાન રહિત નિરંતર ચિન્તન કરે. તે

પરમ ધામને પ્રાપ્ત થાય છે તેવું શ્રી રામચંદ્રજીએ અનુજ ( ભ્રાતા ) લક્ષ્મણને કહેલ છે. તેથી આ પ્રમાણે પ્રણવનું ધ્યાન કરવાથી જ્યારે અચંલ બ્રહ્મમાં સ્થિત રહે ત્યારે તે ધ્યાન વૃતિને પણ તેમાંજ લયકરી નાખીને મહત્ સ્વરૂપમાં સ્થિતિ કરે તેવું બીજા પ્રકારે શ્રુતિ પ્રમાણથી લયચિંતન બતાવે છે. કઠ ઉપનિષદ્‌માં કહેલું છે કે– (यच्छे द्वाङ्म नसि प्राज्ञ स्तद्य च्छेज्ज्ञा नात्मनि ज्ञानमात्मनि महतिनि यच्छेतद्य च्छे च्छान्त आत्मनि )ભાવાર્થ–જ્ઞાની પુરૂષો વાણીઆદિ સકલ ઇન્દ્રિયોને મનમાં સ્થિત કરે, અને તેને મનથી જુદી પણ ન માને એ મનને જ્ઞાન સ્વરૂપ બુદ્ધિથી લયકરી દે, અર્થાત્ તે મનને બુદ્ધિથી જુદું ન માને પછી તે જ્ઞાન સ્વરૂપ બુદ્ધિને મહાન આત્મા અર્થાત્ તે હિરણ્યગર્ભ માયોપાધિ વાળો જીવાત્મા છે. તેમાં લયકરે અને તે જીવાત્માને સકલ વિકાર રહિત શાન્ત તમામના અન્તરમાં રહેવા વાળા તેમજ તમામની બુદ્ધિઓના વિશ્વાસના સાક્ષી પરમાત્મામાં લયકરે અર્થાત્ પરમાત્માથી જુદો ન માને ( શુધ્ધ આત્માજ હું છું એ પ્રમાણે સ્પષ્ટ અનુભવ કરે પછી ) ( तत स्तुतं पश्यति निष्कलं ध्याय मान इति ) ઉપરોક્ત કહ્યા પ્રમાણે ધ્યાનમાન જે ધ્યાન કરવાવાળા જે મહાત્મા પુરૂષ છે. તે નિષ્કલ જે આત્મા છે નામ સર્વ ક્લેશ રહિત સતઘન, ચિદઘન, આનંદઘન સ્વયં પ્રકાશરૂપને દેખે છે. અર્થાત્ પોતાનામાં રહેલા શુધ્ધ સચ્ચિદાનન્દ આત્મસ્વરૂપ માનીને અનુભવ કરે છે. આ પ્રમાણે ઉપરોક્ત શ્રુતિનો અર્થ કહી. હવે ૐકાર ગમ્ય વસ્તુ જે યોગી લોકો અનુભવ કરે છે તે દેખાડે છે. ( निराकारेति ) અર્થાત્ આકૃતિ રહિત છે, એ કારણને લઇને સર્વ વિકારોથી પણ શૂન્ય છે. અને બ્રહ્માદિ સ્તંભ પર્યન્ત એકરસ પરિપૂર્ણ છે. તેથી ગમના ગમન ક્રિયા શૂન્ય છે. અને નિર્બંધ, નિરાભાસ નિષ્કલ તેમજ નિરામય છે. અને માયાને અજ્ઞાનરૂપ તમથી તેપર છે. કારણકે તે અત્યુજ્વલ છે. અર્થાત્ સ્વ પ્રકાશરૂપ છે. તેમાં પ્રમાણ કે–– ( नतत्र सूर्यो भाति नचन्द्रो नतारक इति ) ત્યાં સૂર્ય તથા

ચંદ્રમા પણ નથી પહોંચી શકતો, અને (ज्योतिषा मपि ज्योतिः ) તેજ યુક્ત જે સૂર્ય ચંદ્ર તેમને પણ તેજ આપવાવાલા સ્વપ્રકાશ સ્વયંવેદ્ય, સ્વયંજ્યોતિ સ્વરૂપ આત્મા છે. અને વળી (मृत्युहीनेति ) મૃત્યુ નામ નાશ તેનાથી પણ રહિત છે. કારણ જે વસ્તુની ઉત્પત્તિ ) થાય છે. તેનો અવશ્ય નાશ સંભવે છે. પરંતુ આત્મા ઉત્પત્તિ રહિત હોવાથી મૃત્યુહીન પણ છે. આ પ્રમાણે કહેવાથી આત્મા ષટ વિકારોથી રહિત છે, તે સિદ્ધ થયું. જેવી રીતે ઘડો ચક્ર ઉપર ભ્રમણથી ઉત્પન્ન પણ થયો, અનેક વાતમાં સ્થિત પણ છે. વૃદ્ધિ પણ થઈ. તેમજ તેને અગ્નિમાં મૂક્યો પકાવ્યો, તૈયાર થયો ને કાળે કરી નાશ પણ થયો. પરંતુ આકાશ જેવી રીતે સ્થિત છે. તેમજ દેહના વિકારોથી આત્માનો નાશ નથી. પરંતુ આકાશ માફક તે સ્થિતજ રહે છે. અને ઘણાક પ્રમાણોથી આત્મા જન્મ મૃત્યુ રહિત છે. તેવું સિદ્ધ થાય છે. ગીતાજીમાંજ કહેલું છે કે–

॥ अविनाशितु तद्विद्धि येन सर्वमिदं ततम् ॥
॥ विनाश मव्यय स्यास्य नकश्चि त्कर्तु मर्हति ॥६०॥

હે અરજુન ! જે આત્મા તત્વરૂપ ચૈતન્ય વડે સર્વ દેહાદિમાં અચેતન તત્વથી વ્યાપ્ત છે. તે આત્મ સ્વરૂપને અવિનાશી જાણ, માટે તે નાશરહિત ( વ્યયરહિત ) આત્માનો વ્યય ( નાશ ) કરવાને કોઇ પણ સમર્થ નથી તેમજ.

॥ न जायते म्रीयते वाकदाचि
॥ न्नायं भूत्वा भविता वान भूयः
॥ अजो नित्यः शाश्वतोऽयं पुराणो
॥ नहन्य ते हन्यमाने शरीरे ॥ ६१ ॥

તે શુધ્ધ સચ્ચિદાનન્દ ધન આત્મ ચૈતન્ય જન્મ પણ લેતું નથી, તેમ મરતુ પણ નથી તેમજ તે જન્મ લેશે, તેમ પણ નથી

અને લીધો હતો; તેવી પણ સાબિતિ નથી. કારણકે તે અજન્મા સર્વદા નિત્ય છે. એક રસ પરિપૂર્ણ છે. સનાતન છે. અને જે પ્રથમ હતો; તેજ છે. શરીર હણાય પણ તે હણાતો નથી. આ પ્રમાણે ગીતાજીના બીજા અધ્યાયમાં શ્રીકૃષ્ણ પરમાત્માએ કીધેલું છે. તેથી અનંતાદિ મૃત્યુહીન પર્યન્ત દશ લક્ષણ કરીને લક્ષિત બ્રહ્મસ્વરૂપ જે આત્મા છે. અને યોગીને જે અનુભવ ગમ્ય છે. ( નામ ) તમામનો લયકરીને નિર્વિકલ્પ સમાધિ સ્થિત રહી તદ્ગત વૃત્તિની પરમ શાન્તિ પ્રાપ્ત થવાથી મહાન્સુખમાં તન્મયબની જાય છે. એવા જે પર બ્રહ્મ ને પર કહીએ. અકાર, ઉકાર, મકાર જે અપર છે. અથવા વિરાટરૂપ વિશ્વ હિરણ્ય ગર્ભ રૂપ તૈજસ, તથા ઇશ્વર જે પ્રાજ્ઞ છે. તે સર્વ અપર છે. તેનાથી પર જે સત્ ચિત્ આનંદ અદ્વય, અચલ, અખંડ, અનંત, સ્વપ્રકાશ, કૂટસ્થ, અજ, અ ક્રિય બ્રહ્મરૂપ છે. આ પ્રમાણે દ્વાદશ લક્ષણ વેદથી પ્રસિદ્ધ છે. એવું જે પરબ્રહ્મ છે. અને નિત્યનામ જેવો છે તેવોજ નાશરહિત છે. ( **तदेवाहमस्मि** ) નામ એવું જે પર બ્રહ્મ તે હું છું. આ પ્રમાણે અર્થ સિદ્ધ થયો. આ પ્રમાણે ગુરૂજીના વચન સાંભળ્યાથી શિષ્યને એકદમ શાન્તિ થઇ પરંતુ ઉત્તરોત્તર પ્રશ્ન હૃદયમાં ઉત્પન્ન થતાં પ્રશ્ન કરે છે. કારણકે જ્યાં સુધી પ્રશ્નને ઉત્પન્ન થવાપણું છે. ત્યાં સુધી પૂર્ણશાન્તિ થતી નથી. જ્યારે પ્રશ્નની સમાપ્તિ થાય છે. ત્યારેજ શાન્તિ પ્રાપ્ત થાય છે.

શિષ્ય ઉવાચ—હે આચાર્યજી મહારાજ આપના મુખથી ઝરતા અમૃતનો સ્વાદ લેતાં ચંચળ મન તૃપ્ત થતું નથી ને જુદા જુદા તરંગો યુક્ત પ્રશ્નોથી હૃદયને ગુંચવે છે. તો હજી એવો પ્રશ્ન ઉત્પન્ન થાય છે કે–સર્વ કલાના નિધાન, નીર્વિકલ્પ, સમાધિ સ્થિત જે યતિ છે. તેને કેવી રીતે સુખનો અનુભવ થાય છે. અને કયા સાધનોથી સમાધિની સિદ્ધતા થાય છે ? તે કૃપા કરી સમાધાન તરીકે વર્ણવો.

આચાર્ય ઉવાચ—હે પરમોત્તમ શિષ્ય ! તમોએ જે નિજાનંદ

સુખનો અનુભવ પૂછયો. તે એકાગ્રતા વડે સાંભળો (यदानन्द सिन्धौ) અર્થાત્ જે સુખ સાગરની માફક અપાર છે. અને શ્રુતિમાં પણ કહેલું છે કે જે નિર્વિકલ્પ સમાધિ સ્થિત યોગી છે. તે જ્યારે સુખનો અન્તર્ગત અનુભવ કરે છે. ત્યારે તે સુખનું વાણીપણ વર્ણન કરી શકતી નથી. અર્થાત તે સુખ અતિન્દ્રિય છે. યદ્યપિ અતિન્દ્રિય સુખ, સુષુપ્તિ અવસ્થામાં પણ થાય છે. તથાપિ તે સુખ અજ્ઞાનથી આવૃત છે. અને અવિદ્યા વૃત્તિથી ગ્રાહ્ય છે. પરંતુ બુદ્ધિ ગ્રાહ્ય નથી તેથી તે સુખ વિલક્ષણ છે. ત્યાં ભગવાને પણ કહેલું છે. ( बुध्धि ग्राह्य मतिन्द्रिय मिति ) ભાવાર્થ એવો થાય છે કે નિજાનંદ સમાધિમાં જે યોગી મહાત્માઓને અનુભવ થાય છે. તે ઇન્દ્રિયોથી—અગ્રાહ્ય છે. અને સુષુપ્તિથી ભિન્ન છે. કારણકે શુધ્ધ સત્વરૂપ જે બુધ્ધિ તેનાથી ગ્રાહ્ય છે. એવું જે બ્રહ્માનન્દ સુખ છે તે અથાગરૂપ છે. જેવી રીતે સાગરનું જલ અંજલીમાં સમાતુ નથી. તેમ બ્રહ્માનન્દ સુખ મનવાણીની તુલનામાં આવી શકતું નથી. તેથી અગાધ સુખ કહેવાય છે. તેના સમાન બીજું સુખ કોઇ પણ તેની સરખામણી કરી શકતું નથી. અને તેનાથી અધિક કોઇ પણ નથી. માટે આત્મસુખ નિરતિશય છે. તેમાં પ્રમાણ

( य ल्लाभा न्ना परो लाभो यत्सुखा न्ना परं सुखम् )
( यं लब्ध्वा चा परं लाभं मन्यते ना धिकं ततः )

અર્થ એકે જેનો લાભ થયાથી બીજો કોઇ લાભ નથી. અને જે સુખથી બીજું કોઇ સુખ છે નહીં અને જે આત્મ લાભની પ્રાપ્તી થયાથી યોગી અપર લાભ એવો માનતા નથી. જેવી રીતે અમૃત રસથી બીજો કોઇ રસ તેની સરખામણી કરી શકે તેવો નથી. તેવી રીતે આત્મ સુખથી બીજું કોઈ સુખ નથી. અને જે આત્મ લાભની પ્રાપ્તિ થયાથી યોગી અપર લાભ એવો માનતા નથી. તેવી રીતે આત્મસુખથી ઇતર સુખ કોઇ નથી. માટે એ સુખ અદ્ભુત છે. તે સુખનો ભોક્તા અધિકારી કોણ કહી શકાય ? તેના જવાબમાં પ્રમાણ એ છે કે— ( निमग्नः पुमा न्स्यादिति )

મહાન પુરૂષ જે પરમહંસરૂપ છે. તે નિમગ્ન નામ કેવળ સત્વરૂપ જે વૃત્તિ તેને આત્મ સ્વરૂપમાં તન્મય કરી અર્થાત્ બ્રહ્માકાર વૃત્તિ કરી મહામગ્ન રહે છે. તે મહા પુરૂષ પરમહંસ કોને કહી શકાય? તેના જવાબમાં એ છે કે સર્વમાં પુરી રહેલ છે. અને મહદ્‌બ્રહ્મ તેમાં સ્થિત છે. તેને મહાપુરૂષ કહેવાય છે. બીજો અર્થ એવો થાય છે કે મહાન્ છે પુરૂષાર્થ જેનો અર્થાત્ દુષ્કર જે મનનો વેગ તેને બાહ્ય વિષયોથી ઉલટાવી નાંખી બ્રહ્માનંદ સુખમાં સ્થિત કરેલ છે. જેણે, તે મહાપુરૂષ છે. અથવા પુરી જે શરીરરૂપ પુરી છે. તેમાં શયન કર્યું છે. જેણે, તે મહાન પુરૂષ અર્થાત્ સંસારથી જે બાહ્ય રહી સ્વ સ્વરૂપમાં જે સમાધિ સ્થિત છે તે મહાપુરૂષ કહેવાય છે. એવી જેની પરિપૂર્ણ મહત સ્થિતિ છે. તેને શ્રુતિ મહા પુરૂષ કહે છે. અને પરમહંસ એટલે પરાજેમાયા તેનો પરિ ત્યાગ કરે. અને જે પરનામ પરબ્રહ્મ છે. તેમાં પ્રવાહ કરે, તેને પરમહંસ કહેવાય છે. જેવી રીતે હંસપક્ષી દુધ તથા પાણીનો વિભાગ કરી દુધનું પાન કરે છે. તેવી રીતે સાર વસ્તુ તથા અસાર વસ્તુનો વિભાગ કરે તેને પરમહંસ કહે છે. તે ઇશ્વર પ્રસાદથી તથા ગુરૂ પ્રસાદથી અને ચિત્ત પ્રસાદથી સદા બ્રહ્માનન્દ સુખમાં નિમગ્ન રહે તે એક ક્ષણ પણ એ સુખનો ત્યાગ કરી બહિર્મુખ રહેતા નથી ત્યાં પ્રમાણ એ છે કે

**।। निमि षार्धं न तिष्ठन्ति वृत्ति ब्रह्ममयी विना**
**।। यथा तिष्ठन्ति ब्रह्माद्या सनकाद्या शुकादयः ।।६२।।**

તેનો અર્થ-એકે જે આત્મા રામી, વૃદ્ધ જ્ઞાની પુરૂષ છે. તે અર્ધ નિમિષ બ્રહ્માનું સંધાની વિના વૃત્તિની સ્થિતિ નથી કરતા. અર્થાત્ નિરંતર બ્રહ્માનંદમાંજ મગ્ન રહ્યા કરે છે. જેવી રીતે બ્રહ્માઆદિ હરિહરાદિ છે. તથા સનકાદિકથી આદિ જે ઋષભદેવ કપિલ ભગવાન દત્તાત્રેય આદિ જે સાક્ષાત ઇશ્વરાવતાર છે, અને શુકદેવ આદિથી નારદ, વસિષ્ઠ, જડભરત, વામદેવ, યાજ્ઞવલ્કયાદિ

જે ઋષી મુનિઓ છે, તે મહાત્માઓ નિરંતર જીવન્ મુક્તિનો અનુભવ કર્યા કરે છે. અને તે સદા બ્રહ્માનંદમાં નિમગ્ન રહ્યા કહે છે અને કદાચિત્ કોઇ એમ કહે કે સર્વ જ્ઞાનીઓને જીવન્મુક્તિ વિલક્ષણ સુખની અનુભૂતી કેમ નથી થતી ? તેના જવાબમાં એમ કહીએ છીએ કે તેમનામાં સાધનની અપેક્ષા રહે છે. માટે સર્વ કોઇને તે સુખની અનુભૂતી થતી નથી. ત્યારે કહે કે, તેને કોણ સાધન છે ? તો તેને બ્રહ્મવિદ્ આચાર્યની સેવા નામ ઉપાસના ભક્તિપૂર્વક સમ્યક પ્રકારથી કરી છે, જેણે તે ગુરૂની પરમ પ્રસન્નતાથી તથા કરૂણાભાવથી યથાભૂત અપ્રતિબદ્ધ નિજાત્મ બોધ ઉદય થયો છે. જેને તે જીવન મુક્તિના વિલક્ષણ સુખની અનુભૂતી અર્થ વિવિક્ત દેશનું સેવન કરે તેમજ ઇન્દ્રિયો, તથા મનનો નિરોધ કરે, અને યુક્ત આસન ઉપર બેસી સ્વ સ્વરૂપનું ચિન્તવન અહર્નિશ કરે તેમાં પ્રમાણ.

॥ विविक्त देशेच सुखा सनस्थः
॥ शुची समग्रीव शिरः शरीरं
॥ अन्त्या श्रमस्थः सकले न्द्रियाणि
॥ निरुध्य भक्तया स्वगुरुं प्रणम्य ॥ ६३ ॥

वपुनः ( शुचौ देश प्रतिष्ठाप्य स्थिर मासन मात्मनः ) ( सम काय शिरो ग्रीव इति ) ( मनः सं यम्येति ) पुनः ( शनै शनै रुप रमे द्बुध्ध्या धृत्या ग्रहीतया इति ) ( आत्म संस्थं मनः कृत्वा नाकिंचि दपि चिन्तये दिति ) આ તમામ શ્રુતિ તથા સ્મૃતિનો અર્થ એવો થાય છે કે-વિવિક્ત દેશમાં નિવાસ અને યુક્ત આસન ઉપર બેસવું બાહેર તથા અંદરની શુચી ( પવિત્રતા ) તેમજ ધ્યાન વખતે માથુ, ગળુ, શરીરાવયવ તમામ સીધું રાખે. અને સકલ જે ઇન્દ્રિયના દ્વાર છે. તેનો નિરોધ કરે વળી ભક્તિ સહિત પોતાના ગુરૂને નમસ્કાર કરે, મનથી સ્તુતિ

કરે કે જેની કૃપાથી એકદમ મનની સ્થિતિ નિજાનન્દમાં પ્રાપ્ત થાય. તેમજ: સ્મૃતિનો અર્થ પણ એજ છે કે–પવિત્ર દેશમાં પ્રતિષ્ઠા નામ આસન કરે. તે આસન ને યુક્ત તથા સ્થિર કરે તેમજ બુદ્ધિને અચલ કરે. શરીર, શીર ગળુ તે સરખું રાખી મન ઇન્દ્રિયનો સંયમ કરે, ને ધીરે ધીરે બ્રહ્માકાર વૃત્તિનો અભ્યાસ કરીને બુદ્ધિને તેમાં સ્થિર કરે, અને મનને નિજાત્મ સુખની જે સીમા છે, તેમાં સ્થિત કરે. વળી અન્ય કિંચિત્માત્ર પણ ચિન્તવન ન કરે, ને નિરંતર બ્રહ્માનું સંધાનવૃત્તિ કરે તે કયાં સુધી? [ **सुप्ते त्त्थाय सुप्त्यन्तं ब्रह्मैक परिचि न्तयेत्** ] નિદ્રામાંથી જાગીને નિદ્રાપર્યન્ત અહંબ્રહ્મા સ્મિ એવી એક પ્રવાહ રૂપવૃતિમાં અન્યવૃત્તિ વિજાતીય વસ્તુનો વિકલ્પ થવા, ન દે. અર્થાત્ પૂર્વ વિકલ્પનો નાશ કરીને ઉત્તર વિકલ્પ થવાનો ઉદય કરવા દે નહીં અને મધ્ય સ્થાની વિકલ્પ સમાધિવૃત્તિમાં અનુસંધાની કરે મતલબકે વારંવાર સજાતીય પ્રવાહ કરે. ત્યારે વૃતિ અચલ, નિર્વાત્ દિપવત્ થાય છે. તેમાં બ્રહ્માનન્દ સુખનો આ વિર્ભાવ થાય છે. ત્યારે શિષ્ય પૂછે છે?

શિષ્ય ઉવાચ—હે ગુરૂવર્ય ? ત્યારે તેમની શરીર યાત્રા કેવી રીતે સંભવે ?

આચાર્ય ઉવાચ—હે શિષ્ય ! આ હઠ યોગ નથી. કે જેનાથી દેહયાત્રા સંભવે નહીં. પરંતુ આ રાજ યોગ છે. તેમાં પ્રાણનો રોધ નથી સંભવતો. એક વૃત્તિનું અનુસંધાન થાય છે. અને તે જ્યારે પ્રાણરક્ષણાર્થે ભિક્ષાટનાદિ ક્રિયાને કરવામાં યતિ પ્રવૃત્ત થાય છે, તો પણ વૃત્તિ બ્રહ્માનન્દથી વિમુખ થતી નથી. તે બ્રહ્માનન્દનો તેમને અખંડ કેફ રહ્યા કરે છે.

શિષ્ય ઉવાચ—હે ગુરૂજી ? જગતના પદાર્થો સર્વ જીવોના મનને લોહ ચુંબકની માફક ખેંચી લે છે. ત્યારે યતિને પણ શરીર યાત્રા કરવાથી ખેંચી લાવશે. ત્યારે વૃત્તિમાં બ્રહ્માનંદનો કેફ કેવી રીતે રહેતો હશે ? તે કૃપા કરી કહો ?

આચાર્ય ઉવાચ—હે અધિકારિ શિષ્ય ! આ જગતમાં એ

પ્રકારના પુરૂષો છે. એક તો સમ્યક્‌દર્શી પુરૂષ જ્ઞાની છે, અને બીજા અસમ્યક્‌દર્શી અજ્ઞાની છે. તો સમ્યક્‌દર્શી જે પુરૂષ જ્ઞાની છે, તેને જગત્‌ના પદાર્થો વશ કરવાને સમર્થ નથી. કારણકે તેનો હેતુ એ છે કે—( अविद्या विलासः समस्त प्रपंचेति ) અર્થ એવો છે કે—સમસ્ત પ્રપંચ નામ બ્રહ્માદિ સ્તંભ પર્યન્ત જે કાંઇ જગત છે. અને ભૂત, ભૌતિક, પિંડ, બ્રહ્માણ્ડ, સ્થૂલ, સૂક્ષ્મ ચરાચરાત્મક જે વિશ્વ છે. તે તમામ અવિદ્યા માત્રને અજ્ઞાનનો વિલાસ છે. અર્થાત્‌ અવિદ્યાનું પરિણામ અને ચૈતન્યનું વિવર્તક છે. એવું તત્વદર્શી પુરૂષો માને છે. માટે મોહવશ તે જ્ઞાની થતા નથી. આ અભિપ્રાયથી જે ઉપર કહેલા સમ્યક્‌દર્શી જ્ઞાની પુરૂષો છે. તેને જગતના પદાર્થો વશીકરણ કરી શકતા નથી. જેની રીતે મેરૂ પર્વત ( સ્થલ ) ભૂમીનું જે જળ છે. તે મૃગોના ચિત્તને તો ખેંચે છે. પરંતુ વિવેકી પુરૂષના ચિત્તને ખેંચતું નથી. તેવી રીતે જગત્‌ના જે મિથ્યા પદાર્થો છે. તે મૂઢ પુરૂષોને તો સ્વવશ કરે છે. પરંતુ જ્ઞાનવાનને સ્વવશ કરી શકતા નથી. અને જો તેને ખેંચે છે તેવું દર્શાય તો તેમ ચોક્કસ જાણવું કે સંપૂર્ણ જ્ઞાન તેને થયું નથી. તેથી એ નિયમ છે કે, જ્ઞાનીને કોઇ પદાર્થ વશ કરવાને સમર્થ નથી. યદ્યપિ જ્ઞાનના પૂર્વકાળમાં તો તેને સ્વવશ કરતા હતા. પરંતુ જ્ઞાન થયા પછી નથી કરતા. જે પ્રકારે લોઢાને પ્રથમ કાળમાં તો તે ચુંબક ચંચલ કરી ખેંચતું હતું પરંતું જ્યારે પારસ સ્પર્શ થયો ત્યારે ખેંચી શકતું નથી. તે પ્રકારે ગુરૂ પ્રસાદથી દૃઢ જ્ઞાન થયા પછી માયાવશ કરી શકતી નથી. જો વિચાર કરીને જોઇએ તો જિજ્ઞાસા કાળમાં પણ વૈરાગ્યવાન પુરૂષને પદાર્થવશ નથી કરી શકતા. જેવી રીતે નિચ કેતાને ( નાસિકેતુ ) મૃત્યુ પરીક્ષા માટે અનેક પદાર્થ દેવા લાગ્યા. તો પણ તે ચલાયમાન ન થયો. તો જ્ઞાનીને કેવી રીતે ચલાવી શકે ? માટે સિદ્ધાન્ત આ૦યો કે—યતિ દેહના નિર્વાહ માટે ક્રિયા કરે, તેને માયાવશ કરી શકતી નથી. અને ભિક્ષાદિ વ્યવહાર કરતી વખતે પણ બ્રહ્માનું સંધાની વૃત્તિ રહ્યા કરે છે. ત્યાં પ્રમાણ એ છે કે—

( गच्छ न्स्तिष्ठ न्नुपविश न्शयना वा न्यथा पिवा ब्रह्मैकयं परिचिन्तये दिति ) એનો અર્થ એ કે ચાલતાં, બેસતાં, ઉઠતાં, ભોજન કરતાં, જલપાન કરતાં, શયન કરતાં, ને અન્ય શરીર યાત્રા કરતાં પણ એક બ્રહ્મનુંજ ચિન્ત્વન વૃત્તિમાં થાય છે. તે પ્રસંગ સમાધી ષટ્કથી મુની સ્વામીએ પણ નિરૂપણ કરેલ છે. તેથી કરી યતિની વૃત્તિમાં કેફ અખંડ રહ્યાજ કરે છે. અને જગત તરફ દૃષ્ટિ પણ નથી કરતા. તેતો ફક્ત પોતપોતાના અનુત્તમ પદમાંજ મગ્ન રહ્યા. કરે છે. જેવી રીતે મહાન સમુદ્રમાં મકર ( મગર ) ઇત્યાદી જાનવરો રહ્યા કરે છે, તે પણ શરીર યાત્રા નિમિત્ત પાણી ઉપર આવી કેટલોક કાળ રહે છે; વળી પાછો સમુદ્રમાં પડે છે, તેવીજ રીતે મહત્ પુણ્ય મહદ્વૈરાગ્ય, તથા મહ દભ્યાસના બળથી તથા સંત પુરૂષોની સેવાથી તેમજ તેમના પ્રસાદથી તે ફળ તે પ્રાપ્ત કરી શકે છે. સંત સેવાનો પ્રભાવ રામસાગર નામના ગ્રંથમાં શ્રી દેવા એ ઠેકાણે ઠેકાણે બતાવેલ છે. તે અલ્પ માત્ર શરીર નિર્વાહક અવશેષ પ્રારબ્ધ કર્મ નિમિત્તથી ક્રિયા કરી. વળી ફરીથી સહજાનન્દ સુખ સાગરમાં મગ્ન થાય છે. જે પ્રકારે મદીરાપાની પુરૂષને શરીર વિસ્મૃતી થયાથી અન્યવસ્ત્ર તો નીકળી જાય છે. પરંતુ દઢ જે બંધાયેલ છે, શરીરની સાથે તે છુટતું નથી. તેવીજ રીતે બ્રહ્માનંદ રસાયનનું પાન કરવાવાળા મહાનુભાવ સર્વો ત્કૃષ્ટ પરમ જ્ઞાનવાન પુરૂષો છે. તેના પણ સંચિત અને ક્રિયમાણ, જે કર્મરૂપ વસ્ત્રો છે. તેતો છુટી જાય છે. પરંતુ શરીરના પ્રારબ્ધ કર્મ રૂપ દઢવસ્ત્ર જે શરીર સાથેજ બંધાયેલ છે. તે છુટતું નથી. એ હેતુથી પ્રારબ્ધ વશાત ખાવું પીવું ઇત્યાદિક જે ક્રિયાઓ છે, તે શરીરની સહજ થાય છે. અને તે પરમ પાવન પરમહંસ જ્ઞાની પોતે નિરંતર નિજાત્મનંદ સુખમાં નિમગ્ન રહે છે. જો કદાચિત્ એવો પ્રશ્ન ઉત્પન્ન થાય કે સંચિત અને આગામી કર્મની નિવૃત્તિ થવાનો અનુભવ કેવી રીતે થઈ શકે છે? તેનો જવાબ એ છે કે સંચિત કર્મ આશ્રય અવિદ્યા છે. તે જ્ઞાન થયાથી અવિદ્યાની

નિવૃત્તિ થાય છે. તે વિદ્વાનોને અનુભવ ગમ્ય છે. માટે આશ્રય વિના સંચિત કેવી રીતે રહે ? આવા પ્રકારથી સંચિત કર્મની નિવૃત્તિનો પ્રત્યક્ષ અનુભવ છે. તેવી રીતે ક્રિયમાણ કર્મનો આધાર કર્ત્તત્વ ભોક્તત્વ જે હંકાર છે. તે પણ સમ્યક્ જ્ઞાન થયાથી છુટી જાય છે. માટે આધાર વિના અધિયતે કોના આશ્રયથી રહે ? આ પ્રમાણે અહંકારનો બાધ હોવાથી ક્રિયમાણ કર્મની નિવૃત્તિ પણ પ્રત્યક્ષ અનુભવથી સિદ્ધ થઇ. અને ત્રીજુ જે પ્રારબ્ધ કર્મ છે તેનો આશ્રય સ્થૂળ શરીર છે. તે જ્યાં સુધી આ શરીર દષ્ટ થાય છે, ત્યાં સુધી જ્ઞાનીના શરીરની ક્રિયા પણ આભાસરૂપ દષ્ટ થાય છે. પણ પછીથી પ્રારબ્ધ કર્મનો છેવટે ક્ષય થઇ જાય છે, અને શ્રુતિમાં પણ એવું કહ્યું છે કે પૂર્વ જે સંચિત કર્મ છે તે દઢજ્ઞાન ઉદય સમયમાંજ ભસ્મ થઇ જાય છે. અને ક્રિયમાણ કર્મનો સંગ રહેતો નથી. અને પ્રારબ્ધ કર્મનો ભોગ થયાથી ક્ષય થઇ જાય છે. યદ્યપિ ક્રિયમાણ કર્મોનાં ફળતો થાય છે. પરંતુ જ્ઞાનના આગામી કર્મ અન્યને ફળનો હેતુ થાય છે. એવો શ્રુતિનો અભિપ્રાય છે. સાધુ કર્મ જે જ્ઞાની કરે છે. તેના ફળ અનુકુળ વર્તી જિજ્ઞાસુ જે સેવા કરવાવાળા છે. તેને પુણ્ય ફળ પ્રાપ્ત થાય છે. અને પ્રતિકુળ દ્વેષ કરવાવાળા જે દુષ્ટ પુરૂષો છે. તે પાપનુ ફળ લઇ જાય છે. પરંતુ જ્ઞાની પુણ્યાપુણ્ય બન્નેથી અસંગ છે. આવા પ્રકારથી ક્રિયમાણ કર્મનો પણ જ્ઞાનીને સંબંધ રહેતો નથી. અને પ્રારબ્ધના ભોગ શરીરની સાથેજ ક્ષય થઇ જાય છે. આ અભિપ્રાય ગીતામાં પણ સર્વ કર્મ ભસ્મ થાય છે. તેવું પ્રમાણ આપેલું છે. (ज्ञानाग्निः सर्व कर्माणि भस्म सात्कुरते तथा) જ્યારે જ્ઞાનરૂપી અગ્નિ પ્રગટ થયો કે તમામ જે અવશેષ કર્મો છે. તેને ભસ્મ કરી નાખે છે તેથી જ્ઞાનીનો પ્રાણ મૃત્યુકાળમાં ઊર્ધ્વ વા અધો ભાગમાં ગમન કરતો નથી. જ્યારે દેહનું પતન થયું કે તુર્તજ પ્રાણનો લય થઇ જાય છે. અને મુક્તિ પણ ત્યાંજ થઇ જાય છે. કારણ કે જ્યારે દઢ જ્ઞાન ઉત્પન્ન થયું કે તુર્તજ મુક્તિની સિદ્ધતા થઇ ગઇ. માટે શરીર પતન સમયમાં કોઇ

દેશ, કોઇ વિધિ, કોઈ કાળ, ઇત્યાદિ કાંઈ પણ અપેક્ષા રહેતી નથી. એ અર્થ સિદ્ધ થયો. આવી રીતે જ્ઞાનીના શરીર નિર્વાહક જે અવશેષ પ્રારબ્ધ કર્મો છે, તેથી યતિની ભિક્ષાટનાદિ ક્રિયામાં પ્રવૃત્તિ રહ્યા કરે છે. તે પોતાનો દેહ પણ અન્ય દેહની સમાન સાક્ષી થઈને દેખે છે. માટે યોગીના વિષે દેહ અને દેહનાં પ્રારબ્ધ કાંઇ પણ હોતું નથી. તે પોતાના નિજાનન્દ સુખમાં સદા મગ્ન રહે છે. અને તે પુરૂષને તો, કાંઈ લોકથી અથવા વેદ, વા બંધનથી, મોક્ષથી વિધિથી નિષેધથી પ્રયોજન છે? ત્યારે તે યોગી કેવી રીતે વિચરે છે? તેના જવાબમાં એજ કે જડ ઉન્મત્તની માફક નિર્ભય રહી વિચરે છે. અને કોઈ સાથે ભાષણ કરવાની પણ જરૂર નહીં. અર્થાત્ શાસ્ત્ર જાળનો પણ ત્યાગ કરી દે છે. તો લોક શબ્દનું તો શું કહેવું? કેવળ આત્મ સુખમાં મસ્ત રહે છે. એવું શ્રુતિમા કહેલ છે. કે તે બહુ વાણીનો વિલાસ પણ કરતા નથી. અર્થાત્ શાસ્ત્ર શબ્દોને પણ બોલતો નથી. કેવળ અજ્ઞ બાળકની માફક અથવા પિશાચ, ઉન્મત્ત જડની માફક વિચરે છે. પરંતુ તે અન્તર્ગત મહાન્દક્ષ માત્રને ડાહ્યા હોય છે, નતો કાંઇ જગતને જુએ છે, વા કોઇના ગુણ દોષને જુએ છે; તે તો તમામ જગત એક બ્રહ્મ મયજ દેખે છે. અને અવિદ્યાનો વિલાસ જે પ્રપંચો છે, તે જ્ઞાની પુરૂષને સ્વપ્ન માત્રમાં પણ સ્ફૂરતા નથી. કેમ નથી સ્ફૂરતા? તેનો હેતુ હવે કહેવાય છે. (तदान स्फूरंत्यद्भुतं य न्निमित्ते इति) અર્થ જે અદ્દભૂત સ્વરૂપ એવું જે નિમિત્ત નામ જગતનું કારણભૂત જે પરબ્રહ્મ છે. તે જ્યારે પ્રગટ થાય છે. અર્થાત્ એ કે જ્યારે સુખ સાગર જે નિજાત્મ તત્વ છે. તે સમ્યક્ પ્રકારથી વૃત્તિમાં અનુભૂત થાય છે, ત્યારે અવિદ્યાના વિલાસ જે અહંકારદિ પ્રપંચ છે. તેને સ્ફૂરતા નથી અર્થાત્ જ્યાં માયા દ્રષ્ટી હતી; ત્યાં બ્રહ્મદ્રષ્ટિ થઈ. તે સમાધિ સ્થિત બ્રહ્મ નીષ્ટ દ્રષ્ટી છે. તે સ્થિતિ સનકાદિ બ્રહ્મ નિષ્ટ આદિ પ્રમાણથી સ્થિત છે. તેમાં પ્રમાણ આપે છે. (यद्य द्वेद्य वस्तुत्वं त्रिषयाख्यं त तद्ब्रह्म

वेति विदित्वात द हंच ध्यायं त्वेवं सनकाद्या मुनयोऽजमिति)
અર્થાત્ જે વેદ્ય (જાણુવા લાયક) વસ્તુ છે. તે તમામ ચિન્મયજ છે. અને શબ્દાદિક જે પાંચ વિષયો છે, તે તમામ વિષયયુક્ત થવાથી બ્રહ્મ મયજ છે. એ પ્રમાણે જાણીને બ્રહ્મ હું છું એમ સનક, સનંદન, સનત્કુમાર, સનતસુજાત આદિ જે મહામુનીઓ છે. તેજ માત્રને અવિનાશી બ્રહ્મનું એવીજ રીતે ધ્યાન કરે છે. એ પ્રમાણે મહાત્મા પુરૂષ તમામ બ્રહ્મમયનું ચિન્તવન કરીને નિર્વિકલ્પ સમાધિમાં સ્થિત રહે છે. ત્યારે જ્ઞાન ધ્યાન સહિત વૃત્તિ પણ શુદ્ધ ચૈતન્યમાં લય થઈ જાય છે. આ પ્રમાણે મહા પુરૂષ બ્રહ્મમય થઈ, તેમાં લીન થઈ જાય છે. તેને પરમ સુષુપ્તિ રૂપ મહત સ્થિતિ કહી છે. તે આ ઉત્તમ દેહ, ઉત્તમ ભાગ્ય, ઉત્તમ સંગ, ઉત્તમ વેરાગ્ય, ઉત્તમ ગુરૂથી ઉત્તમ જ્ઞાનનું ફળ છે. તેવા પુરૂષ જગતમાં પરમ દુર્લભ છે. તેમ તેનાં દર્શન પણ તેવાંજ છે. અને એવા સમચિત્ત જે યોગી છે, તેનાં દર્શન ઇશ્વર પણ કરવા ચાહે છે.

॥ न तथामे प्रिय तम आत्म योनि र्न शङ्करः ॥
॥ नच संकर्षणो नश्री र्नैवात्मा च यथा भवान्॥६४॥

અર્થ—ભગવાન પોતાના ભક્ત ઉદ્ધવ પ્રત્યે કહે છે કે-જેવા મને બ્રહ્મા, શંકર મહાદેવજી, સંકર્ષણ તથા લક્ષ્મી ઇત્યાદિ પ્રિય નથી, તેવા તમે ઇત્યાદિ બ્રહ્મવિત્ પુરૂષ પ્રિય છે. અને વળી મારો પોતાનો દેહ પણ મને પ્રિય નથી, જે તમારા જેવા શોક રહિત અન્ય ભક્ત પ્રિય છે. કારણકે તે આત્મારામી સદા નિસ્પૃહિ હોય છે. અને મારૂં નિસ્પૃહિક સુખ અન્યને પ્રાપ્ત થતું નથી. માટે તે પુરૂષો પરમ દુર્લભ છે. અને તેની ચરણ રજથી ભૂમી પણ પવિત્ર થાય છે. હું પણ તેની ચરણ રજને નમસ્કાર કરૂં છું. આ પ્રકારે શ્રી કૃષ્ણે પોતાના મુખદ્વારા મહાન પુરૂષોનું વર્ણન કરેલું છે. માટે તેવા પુરૂષો સર્વથા દુર્લભ છે. આ પ્રમાણે

જગદ્ગુરૂ ગોપાલ કૃષ્ણે ગીતામાંજ કહેલું છે. કે હજારો પુરૂષો સર્વથા કોઇ એક પરબ્રહ્મ રૂપ જે હું છું તેની પ્રાપ્તિ અર્થ યત્ન કરે છે ખરા ? પણ તેવા હજારોમાં એક સિદ્ધિને પ્રાપ્ત કરી શકે છે. તે સિદ્ધોમાં પણ કોઇ એક મારૂં યથાર્થ રૂપ જે એક રસ આનંદ ઘન છે તેનો અનુભવ કરે છે. તે પુરૂષજ દુર્લભ છે. જેવી રીતે સર્પ ઘણા છે તેમાં મણીધર સર્પ પરમ દુર્લભ છે કે જેના મસ્તક ઉપર મણી રહેલ છે. વળી એવા હાથી પણ કોઇકજ છે કે જેના ગંડ સ્થળમાં મોતી રહે છે. તે પ્રકારે એવા મહાત્મા પણ પરમ દુર્લભ છે. યદ્યપિ બ્રહ્મ વાર્ત્તામાં કુશળતો બહુજ પુરૂષો છે, તથાપિ તે સુખની અનુભૂતી સહિત મહાનુભાવી જે મહત્પુરૂષ છે. તે પરમ દુર્લભ છે. કે જે બ્રહ્માનંદ રૂપ સુખમાં નિર્મગ્ન રહે છે.

શિષ્ય ઉવાચ—હે ગુરૂજી જ્યારે જીવન્મુક્તીનું પરમાદ્ભૂત વિલક્ષણ સુખની અનુભૂતી બ્રહ્મ નિષ્ટ યોગી પુરૂષોને થાય છે. તેવો આનંદ સર્વ જ્ઞાન વાનની વૃત્તિમાં કેમ પ્રત્યક્ષ નથી થતો ? અથવા આવી આનંદ વૃત્તિનો જેને આવિર્ભાવ થતો નથી. એવા જે ગૃહસ્થાશ્રમ સ્થિત જ્ઞાની છે, તેનો મોક્ષ થાય કે નહીં. અને થાય તો, તે યતિની સમાન થાય, કે–તેનાથી વિલક્ષણ કોઇ મોક્ષ થાય છે ? તે કૃપા કરી કહો ?

આચાર્ય ઉવાચ—હે શિષ્ય ? જે જ્ઞાનીની સપ્ત ભૂમિકા છે, તેમાં ચાર ભૂમિકાની સિદ્ધિ થયાથી જીવન્મુક્તિની સિદ્ધિ થાય છે, અને ત્રણ ભૂમિકા જ્ઞાનવાનની વૃત્તિમાં રમણ રૂપ છે, તેમાં અધિક આનંદની પ્રગટતા થાય છે. હવે તે સાત ભૂમિકાનાં લક્ષણ કહું, તે એકાગ્ર ચિત્ત શ્રવણકર. (૧) શુભ ઇચ્છા, (૨) સ્વવિચારણા, (૩) તન્માનસા, (૪) સત્વાપત્તિ, (૫) અસંશક્તિ (૬) પદાર્થ ભાવન (૭) તુરીય એ પ્રમાણે સાત ભુમિકાના નામ છે. હવે તેના સામાન્ય રૂપથી લક્ષણ કહું છું તે શ્રવણ કરો. પ્રથમ શુભ ઇચ્છા કોને કહેવાય ? કે પરમાનંદ સ્વરૂપ બ્રહ્માનંદની

પ્રાપ્તિ. અને સંસાર બંધની મૂળ સહિત નિવૃત્તિની પરમ ઈચ્છા છે, જેને તેને શુભ ઈચ્છા કહેવાય છે. અથવા સદ્‌ગુરૂની પ્રાપ્તિ અને પ્રસન્નતાની ઈચ્છા છે, જેને! જેવી રીતે શુક્તી (બપૈયો) ને સ્વાતિના મેઘ બિન્દુની ઇચ્છા થાય છે. અને પતિવૃતા સ્ત્રી તે પોતાના પીયુ ( સ્વામી ) ની ઇચ્છા જેવી રીતે થાય છે. તે પ્રમાણે ગુરૂને મેળવવાની જેને દ્દઢ ઈચ્છા છે, તેને શુભ ઇચ્છા કહેવાય. અથવા તો વૈરાગ્યાદિ ચાર સાધન યુક્ત તથા સર્વ પ્રપંચી વિષયોથી ઉપરામ અર્થાત્ શાન્તી પામી વેદ વાક્યના શ્રવણ કરવાની ઇચ્છા છે. જેને! તેને શુભ ઈચ્છા. પ્રથમ ભુમિકા કહેવાય છે. બીજી સ્વવિચારણા. એટલે ગુરૂ મુખથી સાંભળેલા જે વેદાન્ત વાકયો તેનું યુક્તિથી પુનઃ પુનઃ મનન માત્રને એકાન્ત સ્થાનમાં બેસી સ્વસ્વરૂપનો વિચાર કરે તેને સ્વવિચારણા નામની ભુમિકા કહે છે. ત્રીજી તન માનસા એટલે તેનાથી વૃત્તિઓનું અનુસંધાન કરવું, તે. એટલે વિજાતીયનો તિરસ્કાર અને વ્યવધાન રહિત બ્રહ્માકાર વૃત્તિમાં સ્થિત થઈ. મનનો પ્રતિહાર કરે. આ પ્રમાણે નિદિ ધ્યાસન કરતાં કરતાં સ્વસ્વરૂપમાં મનની તન્મયતા થાય. તેને ત્રીજી જે તન્‌માનસા ભુમિકા છે, તે જાણવી. ચોથી સત્વાપત્તિ એટલે સ્વપ્રકાશ રૂપ જે ચૈતન્ય આત્મા છે. તે સાક્ષાત્ અનુભવ વૃત્તિમાં પ્રત્યક્ષ થાય, તેને સત્વા પત્તિ ભુમિકા કહે છે. અથવા સત્વ એટલે શુદ્ધ સત્વનું પરિણામ, જે. નિર્મળ વૃત્તિ છે (વિકાર રહિત) તેમાં ચેતન્ય તત્વનું બ્રહ્મ રૂપથી ઉપલબ્ધ થવું, અર્થાત જીવ બ્રહ્મની એકતા રૂપ જે અપ્રતિબદ્ધ જ્ઞાન જે પ્રમાણથી સાક્ષાત્ હૃદયમાં ઉદય થાય છે. તેને મુની સત્વા પત્તિ નામની ભુમિકા કહે છે. આ ચોથી ભુમિકાની સિદ્ધિ થયાથી પરમ મોક્ષની પ્રાપ્તી થાય છે. અને સંસારના હેતુ રૂપ જે ત્રણ ગાંઠો છે. તે છુટી જાય છે. તેનું પ્રમાણ.

**भिद्यत्ते हृदय ग्रंथि श्छिद्यन्तेसर्व संशयः ।**
**क्षियन्ते चास्य कर्म्माणि यस्मि न्दृष्टे परावरे ॥६५॥**

અર્થ સ્પષ્ટજ છે. અને ઉત્તર જે ત્રણ ભુમિકા છે. (૫–૬–૭) તેની મોક્ષ સિદ્ધિમાં અપેક્ષા હોતી નથી. કારણકે ત્રણ ભુમિકાના જે ઉત્તરો છે. તે જ્ઞાનવાનની વૃત્તિના કારણરૂપ છે. અસંશક્તિ આ પ્રમાણે જ્ઞાનવાન પુરૂષોને પાંચમી ભુમિકા રૂપી સૂર્ય ઉદય થયાથી તે અભિમાનથી છુટી જાય છે. અને પ્રત્યેક વૃત્તીનો અભ્યાસ કરવાથી. તેમજ નિજાનંદનો આવિર્ભાવ થવાથી મનનો નાશ તથા વાસના ક્ષય થઇ ગઈ છે. જેની, અને પરમ સમતા ઉદય થઈ છે, નામ સર્વ વિશ્વને બ્રહ્મમય દેખે છે. તેને પાંચમી ભુમિકા કહે છે.

( ૬ ) પદાર્થાભાવ એટલે જે નિજાનંદ ઘન બ્રહ્મ તેમાં વૃત્તિનો લય થવાથી તમામ ત્રિપુટી સહિત વિશ્વનો અભાવ છે. જેને, અને સર્વ મન જે બ્રહ્મ તે સર્વ મનસહિત જ્ઞાનનો પણ અભાવ થાય છે. તેને મુની લોકો છઠ્ઠી ભૂમિકા, પદાર્થાભાવ કહે છે.

( ૭ ) સાતમી તુરીય, એટલે જે નિર્વિકલ્પ છે. અને અસ્તિ નાસ્તિથી રહિત પરમ સુષુપ્તિરૂપ છે. તેમાં યોગી સ્થિત હોવાથી પરમ કાષ્ટરૂપ, જે આનંદ છે તેમાં લય થાય છે. જેવી રીતે સમુદ્રમાં ડુબકી માર્યાથી તમામ જલરૂપજ દેખાય છે. તેવી રીતે તેને તમામ બ્રહ્મરૂપજ છે. અથવા તો તે પુરૂષને કોઈ ચંદન પુષ્પ ચઢાવે તો તે જેવોને તેવોજ સ્થિત છે. વા કોઇ અત્યન્ત પીડા કરે, તો પણ તેતો આનંદ સાગરમાં નિર્મગ્નજ છે. તેને મુની લોકો તુરીય નામની સાતમી ભૂમિકા કહે છે. આજે સાત ભૂમિકા જ્ઞાનની કહી છે. એવા જે વસિષ્ટ ભગવાન તેમણે યોગવાસિષ્ટ નામના ગ્રંથમાં વિસ્તાર પૂર્વક પ્રતિપાદન કરી છે. તે અહીં પ્રસંગ હોવાથી સંક્ષિપ્તમાં કહી બતાવી. આવી રીતે સપ્ત ભુમિકા જ્ઞાનની વૃત્તિ ભેદથી કહી, તેમાં ચોથી ભૂમિકા સત્વાપત્તિ છે, તેનાથી મોક્ષરૂપી સિદ્ધિ પ્રાપ્ત થાય છે. અને તેના પૂર્વ જે ત્રણ ભૂમીકા છે, તે જ્ઞાનનો હેતુ છે, અને જે સાધનભૂત ચોથી ભુમિકા તેના ફળરૂપ છે. અને તેનાથી ઉત્તર ત્રણ ભૂમિકા છે. તે રમણરૂપ જ્ઞાની

ને જીવન્મુક્તીના વિલક્ષણ આનંદની અનુભૂતિનો હેતુ છે. પરંતુ ચોથી ભૂમિકાવાળાને, સાતમી ભૂમિકાવાળાને એકજ પ્રકારનો મોક્ષ થાય છે. તેમાં કાંઇ ભેદ છે નહીં તે સિધ્ધાન્ત આવ્યો. અને વર, વરીયાન, વરિષ્ટ, તે ત્રણ જ્ઞાન વાનની વૃત્તિની પદવી છે. તેના વ્યવહાર સુખ તથા ચિન્હ તો પરસ્પર વિલક્ષણ છે. તે વાર્તા વસિષ્ટ આદિ મુની લોકોથી નિર્ણીત થયેલ છે. આ પ્રકારથી જગતનું કારણ ભૂત જે અદ્ભુત સ્વરૂપ પરબ્રહ્મ છે. તેમાં સ્થિતિ કરાયેલા યોગી પુરૂષોને અવિદ્યાના વિલાસરૂપ જે આ જગત છે. તે બાધો કરી શકતું નથી. અને તે સદા બ્રહ્માનંદરૂપી અમૃત સાગરમાં સદા નિર્મગ્ન રહે છે. એવું જે નિત્યાનંદ ઘન પરમ બ્રહ્મ છે. અર્થાત્ પર કહીએ જ્યાં ચારે વેદ પહોંચી શકતા નથી અથવા ઇન્દ્રિયો પહોંચી શકતી નથી. વા મન ગમન કરી શકે છે. તેમ બુધ્ધિ પણ જઇ શક્તિ નથી. એવું જે નિર્વિકલ્પ, નિરાભાસ નિરાકારરૂપ જે સત્ ઘન, ચિત્ ઘન, આનંદઘન, જે બ્રહ્મ છે તે હું છું. એવું જે, શંકરના અનુભવરૂપ છે. તેને હું નિજાત્મરૂપથી ઉપાસું છું આ પ્રમાણે શ્રી શંકરાચાર્યના મુખ કમલથી વેદાન્ત રહસ્ય જે અમૃતરૂપ અનુભવ તેને પ્રાપ્ત કરી અત્યન્ત હર્ષ પામતા ચારે શિષ્યો તેમના ચરણમાં નમ્ર શિરથી સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરી કહેવા લાગ્યા.

શિષ્યો ઉવાચ— હે ભગભન ? પરમાનંદ સાગર ? આપના મુખ સરોજ ( કમલ ) થી સર્વ ઉપનિષદોના સારાંશરૂપે વેદાન્તના પરમ રહસ્ય કથામૃત સાંભળ્યાથી બહુજ આનંદ ઉત્પન્ન થયો છે. અને આપની કૃપાથી અમારા હૃદયમાં જે આનંદ અનુભૂત થયો છે, તે અમો મુખથી વર્ણન કરી શકતા નથી. પરંતુ અમારાં અહો ભાગ્ય છે કે—જે આપના કર્ણ રસામૃતા સ્વાદરૂપ અનિર્વચનીય જે વેદાન્ત રહસ્ય વિસ્તારપૂર્વક શ્રવણ થયું. જેથી ધન્ય અમને કે અમો કૃત્ય કૃત્ય તેમ જન્મ સાફલ્યરૂપ ફળ મેળવી શક્યા છીએ. આ પ્રમાણે પરમોત્તમાધિકારિ શિષ્યો પ્રશંસા, તેમજ

આત્મ પ્રશંસા કરી શાન્ત થયા. ત્યારે આચાર્ય મહારાજ, શિષ્યોના હૃદયમાં શાન્તિ પ્રાપ્ત થઇ. તેમ જાણી ઘણાજ પ્રસન્ન થયા; ને ફરી અમૃતં યુક્ત વાકયો કહેવાનો આરંભ કર્યો.

આચાર્ય ઉવાચ—હે શિષ્યો ? હે પ્રિયદર્શી, ? હે અંગ ? મેં આપને જે કાંઈ વેદાન્ત સારરૂપ **મોક્ષમાર્ગ**નો ઉપદેશ કરેલ છે, તેનું વારંવાર ચિન્તવન કરવું. અને શુદ્ધ જે અધિકારિ દંભ દર્પાદિકથી રહિત છે, તેમજ દુર્વાસના જેના ચિત્તમાં રહી નથી. વળી ગુરૂ તથા ઇશ્વર ભક્તિમાં અચલ છે, ભક્તિ જેની એવા જે શુદ્ધ જિજ્ઞાસુજનો છે. તેને પ્રિતિ કરી ઉપદેશ કરવો. એજ મારી આજ્ઞા છે. એજ મારી પરમસેવા છે, એમ કર્યાથીજ હું ઘણો પ્રસન્ન થાઉ છું. કારણકે હું સર્વાત્મારૂપ છું. જેથી સર્વના ઉપકારમાં તત્પરતા બતાવું છું. અને આજે **મોક્ષમાર્ગ** નામ ગ્રંથ યદ્યપિ લઘુશાસ્ત્ર છે. તથાપિ આ ગ્રંથનો મર્મપરમ ગંભીર છે. જેવી રીતે પારસમણી જોવામાં નાનો હોય છે, પરંતુ તમામ ધનનો તેમાં અન્વય છે. અર્થાત્ કોટી સુમેરૂ સરખું સૂવર્ણ પારસની અન્તર્ભૂત છે. અને જે અગ્નિ, મેઘ, અમૃત છે તેને થોડો નહીં જાણવો, કારણકે તેની સમર્થતા ગંભીર છે. તેવીજ રીતે આ વેદાન્ત નૌકા જોવામાં નાની છે. પરંતુ સર્વ વેદાન્તનો સારતત્વ છે. કહ્યું છે કે

**॥ स्वरु पानु संधान रुपां स्तुतिंयः ।**
**॥ पठे दा दरा द्भक्ति भावो मनुष्यः ॥**
**॥ शृणोति हवा नित्य मद्युक्त चेतो ।**
**॥ भवेद्विष्णु रत्रैव वेद प्रमाणात् ॥ ६६ ॥**

અર્થ—સ્વરૂપ જે. સત્ ચિત્ આનંદ સ્વરૂપ છે. તેનું અનુસંધાન છે. જેને વિષે એવી જે સ્તુતી નામ સ્તોત્રરૂપ મોક્ષ નૌકા છે. તેને જે મનુષ્ય જ્ઞાની ગુરૂના મુખદ્વારા દ્રઢ ભક્તિથી અથવા આભાવથી પઠન કરે છે, મતલબકે આદિથી અંત પર્યન્ત સાંગોપાંગ

એકાગ્ર ચિત્ત વડે સાંભળે, ને તેમાં ચિત્તવડે ગુરૂમુખથી નીકળેલા ઉદ્‌ગારનું મનન કરે (मद्युक्तचितेति) એટલે શ્રવણ મનન નિદિધ્યાસન અને અપરોક્ષ સાક્ષાત કરે વળી તેમાં સ્થિત થયાથી પરમ પ્રયોજન ને પ્રાપ્ત થાય. તે કેવી રીતે (विष्णुभवेदिति) વિષ્ણુ જે વ્યાપક સ્વરૂપ પરબ્રહ્મ છે. તે હું છું, તેવા જ્ઞાનને પ્રાપ્ત થાય છે. (अत्रैव वेद प्रमाणादिति) વેદ એટલે રૂગ્વેદ, યજુર્વેદ, સામવેદ, અથર્વેદ આદિ જે ચાર છે તેનો જે ઉપનિષદ્ ભાગ છે. તેના પ્રમાણ ફળથી સિદ્ધિ કરેલ છે. તેનું પ્રમાણ (ब्रह्म विदाप्नोति परमेति) (तरति शोक मात्मवित्) ब्रह्म विद् ब्रह्मैव भवति) અર્થાત્ બ્રહ્મને જાણવાવાળા પુરૂષો પરમ પુરૂષ રૂપ છે. ને આત્મ પ્રત્યક્ષી પુરૂષો શોક સાગરે તરી શકે છે. તેમ ત્રીજી શ્રુતિનો અર્થ પણ એજ છે કે-બ્રહ્મને જાણવાવાળા જ્ઞાની મહાત્મા બ્રહ્મ સ્વરૂપજ છે. ઇત્યાદિ અનેક શ્રુતિથી સિદ્ધ છે, ને ફળને પ્રાપ્ત કરે છે. તેમાં સંશય નથી. અને કોઇ મોક્ષ નૌકાના શ્રવણ બાદ વિચાર કરવા અસમર્થ હોય; તો નિત્ય નિયમથી પાઠ કરે. તો પણ તેના સકલ પાપ નિર્મૂળ જાય છે. કારણકે તેમાં સ્વરૂપાનુ સંધાનનું ચિન્તવન કરેલ છે. અને જે નિત્ય સ્વરૂપ બ્રહ્મ હું છું. તેવું શ્લોકો દરેકથી પ્રતિપાદિત છે. તેનું પુનઃ પુનઃ ઉચ્ચારણ કરવાથી મહાન્ પાતકી પુરૂષ પણ પાપથી નિર્મુક્ત થાય છે. તેને માટે પ્રમાણ.

॥ क्षणं ब्रह्मा हमस्मीति यःकुर्या दात्म चिन्तनं
॥ तन्महा पातकं हन्ति तमः सूर्यो दये यथा ॥६७॥

અર્થ—જે કોઇ પોતાનું અહં બ્રહ્માસ્મિરૂપે એકક્ષણ પણ ચિન્તવન કરે છે, તેનાં મહાન પાપો હોય તો પણ તેનો નાશ થાય છે. જે પ્રકારે સૂર્યોદય થતાં (तमः) અંધકારનો નાશ થાય છે. તેવી રીતે બ્રહ્માહમસ્મિ કહેવાથી પાપનો નાશ થાય છે. તેતો પઠન માત્રનો મહિમા છે. તો તેનો વિચાર કરવાથી મોક્ષરૂપી ફલ થાય તેમાં શું આશ્ચર્ય ! માટે જેને સંસાર સાગરથી પાર

ઉતરવા વિચાર હોય; તેવા મુમુક્ષુ જનોએ અવશ્ય આ "મોક્ષમાર્ગ નામક ગ્રંથ" ગુરૂમુખદ્વારા શ્રવણ કરી વિચાર કરવા યોગ્ય છે. અને આ ગ્રંથની સરળ ભાષા કરવાનું કારણ સકળ જીવોના ઉધ્ધારરૂપી છે. આ ગ્રંથ રચનાર જે નિત્યાનંદ પ્રકાશ સ્વરૂપ શ્રીમન્ શંકરાચાર્ય છે. તે મહા પુરૂષને અમો મુમુક્ષુજનો નિજાત્મ સ્વરૂપથી સદા ઉપાસીએ છીએ. કે જેણે આ નિર્જોખમ જહાજરૂપ મોક્ષમાર્ગ રચેલ છે. તેનો જે પુરૂષ આશ્રયગ્રહણ કરે છે. અર્થાત્ કર્ણધારરૂપ ઉત્તમ ગુરૂથી શ્રવણ કરે તે પુરૂષ અજ્ઞાનમય જે ભવાબ્ધિ મહા વિકટ છે, તેને અનાયાસે તરી શકે છે. અને પરમાનંદપદ જે પોતાના નિજધામરૂપ તીર છે. તેને પ્રાપ્ત થાય છે. અને નિજાનંદની પ્રાપ્તિ થયાથી પ્રતિબંધરૂપ જે દુર્વાસના છે, તેનાથી ઉત્પન્ન થવાવાળી જે તૃષ્ણા કે જેણે અનેક જીવોને ભ્રમણ જાળમાં ભમાવેલ છે. તેને જ્ઞાનરૂપ ખડગથી છેદન કરી પોતાનું નિજાત્મપદ જે વિષ્ણુપદ છે તેને પ્રાપ્ત થાય છે. તે પુરૂષ આ જગતમાં ધન્ય ધન્ય થઈ જાય છે, અને તે પરમ ઇશ્વરનો પણ ઇશ્વરરૂપ છે. ને તે ભગવાનના પ્રધાનરૂપ વૈકુંઠવાસી થાય છે, પણ જે સ્વરૂપથી અજાણ્યો છે, તે મહાન દરિદ્રી તુલ્ય હોય છે. પછી તેની બીજી શી વાત. માટે નિજાત્મ લાભની પ્રાપ્તિ કરી. એજ જગતમાં પુરૂષનો ખરેખરો પુરૂષાર્થ છે. ગુજ્ઞ જિજ્ઞાસુ જનોની પ્રાર્થના—આ ગ્રંથમાં કોઈ અર્થ પ્રતિપાદનમાં અથવા લખવામાં, અક્ષર માત્રા ઇત્યાદિ જે કોઇ દોષ દૃષ્ટિગોચર થાય. તો કૃપા યુક્ત આપની મહત્તાને દોષિત કરનાર અહંકારરૂપી શંભુના આશ્રય તળે ન રહેતા, ગુણ ગ્રાહી બુધ્ધિથી સુધારી લેશો. એવી મહાત્મા પુરૂષો કે જે બુધ્ધિના સાગર છે, તે પ્રત્યે વારંવાર પ્રાર્થના છે. અને તે અપરાધ ખાતે દાસાનુંદાસ સેવકજન હોઇ નિજ બાળક સ્વરૂપ જાણી ક્ષમા પાત્ર દૃષ્ટિથી મુક્ત કરશો. તેવી શુધ્ધ અધિકારિ મુમુક્ષુજનો પાસે અભ્યર્થના છે.

( इतिशुभंम् )

### દોહા.

સત્ ચિદ્ આનંદ એકરસ, દૈશિકવર શિવરૂપ
શ્યામ સુસાક્ષી બુદ્ધિનો, નમન કરો તદ્રુપ ૧

સ્વતઃ બુદ્ધિ નહિ શ્યામની, પેરક સદ્ગુરૂ દેવ.
સંપૂર્ણ આપ કૃપાથકી જાતે લહ્યો સ્વભેદ ૨

વંદોદ્રય કર જોડીને, સજ્જન સુખના ધામ;
પ્રેરક આપ દયાલ ગુરૂ, નિમિત્ત માત્ર રજશ્યામ. ૩

### આર્યાગીતિ છંદ.

ભવ જલ નિધિ ભવ જલ, અથાગ તૃષ્ણા પ્રવાહ વેગ મહા;
પ્રારબ્ધ વાત કરિ અતિગતિ, ઉદ્ભવ બહુત રંગ સોઇ કહા ૪.

રાગાદિક જળજંતૂ, ચક્ર ભ્રમણસો અનંત યોનિ. કહી.
અગાધ દુસ્તર કહીયત, તરવેં કોં યહ અપૂર્વ નાવ સહી ૫

શ્રી શંકર યહકી નીદીની, ખેવટ સંતપુરૂષ કરમેં.
જો યા મૈં બૈઠત જન પહુંચત સોનિજ અખંડ સુખ ઘરમેં ૬

શ્યામ શ્યામ મતિ હોવત, ખોવત ભવભય નિજાત્મ જ્ઞાન ભએ.
કૃત્ય કૃત્યદ્વૈ વિચરત, દૈશિક શંકર કૃપા કટાક્ષ લએ. ૭

इतिश्री श्री मच्छंकराचार्य विरचित
मोक्षमार्ग तृतीयोऽध्याय
**॥ अयं ग्रंथः संपूर्ण. ॥**

